ત્રણ પ્રકારના જીવોને વાચના આપવી-૧ પંડિતને, ૨ સરલચિત્તવાળાને, ૩ ગુરૂના છિદ્રો નહિ જોનારાને

ત્રણ કારણથી દેવતા મનુષ્ય લોકમા આવે નહિ-૧ ઇહલોક સબધી રાગ છુટી જવાથી, ૨ પરલોક દેવગતિ સબધી રાગ થવાથી, ૩ મનુષ્યની દુર્ગંધ ઉચે ઉડી રહી છે તેથી

ત્રણ કારણથી નીચે ભૂમિ ઉપર આવેલ દેવ જાણી શકાય-૧ ભૂમિ ઉપર ચાર આગુલ ઉંચા પગ રહે તેથી, ૨ આખના મિષોનમિષ થાય નહિ તેથી, ૩ ફુલની માળા કરમાય નહિ તેથી (મનવાચ્છિત કાર્ય કરવાથી)

ત્રણ પ્રકારે દેવતા શોચ કરે-૧ માતા પિતાને આશ્રવ સેવતા દેખવાથી, ૨ દેવગતિ ત્યાગ કરી ગર્ભમા ઉત્પન્ન થવુ પડશે તેવુ દેખવાથી, ૩ મળમૂત્રમા ઉપજવુ પડશે તેથી

દેવતા ત્રણ વસ્તુની વાછના કરે-૧ આર્યક્ષેત્રની, ૨ મનુષ્ય ગતિની, ૩ સુકુલ ઉત્પત્તિની

ત્રણ કારણે દેવતાને છ માસ પેહેલા ચ્યવવાના ચિન્હો જણાય-૧ રત્નના ડાળડા માણવક સ્થભ ઝાખા દેખે, ૨ પુલની માળા ઝાખી દેખે, ૩ તેજોલેશ્યા મદ થાય

ત્રણ પ્રકારે દેવતાને શોચ ઘણો થાય-૧ બહુ વિનયવૈયાવચ્ચ નહિ કરવાથી, ૨ બહુકાળ દીક્ષા નહિ પામવાથી, ૩ ઘણા સૂત્ર સિદ્ધાતો નહિ વાચવાથી

ત્રણ, પ્રકારે દેવતાને શોચ થાય નહિ—૧, બહુ વિનય વૈયાવચ્ચ કરવાથી, ૨ બહુકાળ દીક્ષા પામવાથી, ૩ ઘણાસૂત્ર સિદ્ધાંતો વાચવાથી.

સ્થવીર—૧ વયસ્થવીર—સાઠ વર્ષની અવસ્થાવાળા, ૨ સુત્ર સ્થવીર—આચારાંગાદિક સિદ્ધાંતના જાણવાવાળા, ૩ વ્રતસ્થવીર—દીક્ષા લીધા ત્રીશ વર્ષ થયા હોય તે

કરણ—૧ સારંભ—મનમા પાપ ચિંતવે તે, ૨ સમારંભ—પોતે વચને કરી પાપ કરાવે તે, ૩ આરંભ—છકાય જીવનો વધ પોતે હાથે કરે કરાવે તે

સમ્યકત્વ—૧ સુદેવ, ૨ સુગુરૂ, ૩ સુધર્મની ઉપર શ્રદ્ધા.

મિથ્યાત્વ—૧ કુદેવ, ૨ કુગુરૂ, ૩ કુધર્મ, ઉપર શ્રદ્ધા.

રત્ન—૧ જ્ઞાનરત્ન, ૨ દર્શનરત્ન, ૩ ચારિત્રરત્ન

પરિગ્રહ—૧ આઠ પ્રકારના કર્મ તે કર્મપરિગ્રહ, ૨ શરીર ઉપર મમત્વભાવ તે શરીરપરિગ્રહ, ૩ ભાંડ, ઉપગરણ વિગેરે ઉપર મમત્વભાવ તે ભાંડોપકરણ પરિગ્રહ.

સામાયિક—૧ સુત્ર સામાયિક—નિર્મળજ્ઞાનનો અભ્યાસ કરે તે, ૨ સમકિત સામાયિક—શંકારહિત નિર્મળ, સમકિત પાળે તે, ૩ દેશવિરતિ સામાયિક—અતિચાર રહિત, નિર્મલ વ્રત પચ્ચખાણ પાળે તે.

ત્રણ પ્રકારના ઇદ્રો-૧ જ્ઞાનેંદ્ર તે કેવલજ્ઞાની, ૨ દર્શનેંદ્ર તે ક્ષાયિક સમકતી, ૩ ચારિત્રેંદ્ર તે યથાખ્યાત ચારિત્રી

ત્રણ પ્રકારે થોડીપૃથ્વી ધ્રુજે-૧ મોટા પર્વતપડવાથી, ૨ ભુવનપતિ વ્યતર દેવતા લડાઇ-ટંટો કરવાથી, ૩ ભુવનપતિ તથા વાણ-વ્યંતર ભેગા થઇ તીર્થ કરને વંદન કરવા જાય ત્યારે

ત્રણ પ્રકારે સર્વથી પૃથ્વી ધ્રુજે-૧ સમુદ્રનુ પાણી સખત ઉછળવાથી, ૨ જ્યોતિષિ વૈમાનિક દેવો ભેગા થઇ યુદ્ધ કરે ત્યારે, ૩ જ્યોતિષિ વૈમાનિક ભેગા થઇને તીર્થ કરને વંદના કરવા જાય ત્યારે સર્વથી પૃથ્વી ધ્રુજે

મિથ્યાત્વી-૧ ભગવંતના બોલેલા વચનોથી ઓછી પ્રરૂપણા કરે, ૨ ભગવંતના પ્રરૂપેલા વચનોથી વધારે પ્રરૂપણા કરે, ૩ ભગવતના વચનથી વિપરીત પ્રરૂપણા કરે; તે ત્રણે અનંત સંસારી જાણવા

મિથ્યાત્વ-૧ લોકની ક્રીયા કરે, સંસારના કાર્યો વિવાદિકના તથા દેવ પિતૃયો, ક્ષેત્રપાલાદિકને માને પૂજે તે, ૨ સંશય મિથ્યાત્વ-દેવ, ગુરૂ, ધર્મના ગુણો જાણે નહિ, ૩ કુપ્રાવચનિક મિથ્યાત્વ અન્યમતિ યોગી, સંન્યાસી, તાપસાદિકનો પરિચય કરી તેમની પ્રશંસા કરે

પક્ષો-૧ ધર્મપક્ષ-તે સાધુ, સાધવી, શ્રાવક અને શ્રાવિકા, ૨ અધર્મપક્ષ-ચતુર્વિધ સંઘ વિનાનો તમામ જીવો, ૩ મિશ્રપક્ષ ધર્મ ઉપર થોડી શ્રદ્ધાવાળા મનુષ્યો

પૂર્વાદિ—૧ પૂર્વાનપૂર્વી, તે પ્રથમથી લઇને અનુક્રમે ગણે તે, ૨ પશ્ચાતાનુપૂર્વી તે પાછળથી થઇને આગળ સુધી ગણે તે, ૩ અનાનુપૂર્વી તે આગળ પાછળના બીજા ભાગોને વચ્ચે વચ્ચેથી ગણે તે

વેદના—૧ શીતવેદના, ૨ ઉષ્ણવેદના, ૩ મિશ્રવેદના.

યોની—૧ શીતયોની, ૨ ઉષ્ણયોની, ૩ મિશ્રયોની

૧ નારકીની શીત અથવા ઉષ્ણયોની, ૨ દેવ ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચની મિશ્રયોની, ૩ ચ્યાર સ્થાવર ત્રણ વિકલેંદ્રિ તથા અસંજ્ઞિ મનુષ્ય તિર્યંચની ત્રણે પ્રકારની યોની

યોની—૧ સચિત્ત, ૨ અચિત્ત, ૩ મિશ્ર નારકી તથા દેવતાની અચિત્ત યોની, બાકી સર્વ દરેકની સચિત્ત અચિત્ત મિશ્ર યોની.

યોની—૧ સંવૃત્ત, ૨ વિવૃત્ત, ૩ સંવૃત્તાવિવૃત્ત

૧ દેવતા તથા પાંચ સ્થાવરની, ૨ સંવૃત્ત યોની, ૩ ગર્ભજ મનુષ્ય અને તિર્યંચની ત્રણ યોની ઢાંકી ઉઘાડી અને સંવૃત્તા વિવૃત્ત તે કાઇક ઢાંકી ને કાઇક ઉઘાડી

૧ કૂર્મયોની સરખી, ૨ શંખાવર્ત્ત, ૩ વંશપત્ર સરખી

૧ ઉત્તમ પુરૂષની માતાની કૂર્મ કાચબાના જેવી, ૨ ચક્રવર્ત્તિના સ્ત્રી રત્નની શંખાવર્ત્ત જેવી, ૩ બીજા તમામની માતાની, વંશપત્રના જેવી

દીક્ષા—૧ ઇહલોકના પ્રતિબંધથી દીક્ષા લે, ૨ પરલોકના પ્રતિબંધથી દિક્ષા લે, ૩ બન્ને લોકના પ્રતિબંધથી દિક્ષા લે

દીક્ષા-૧ તુયાવઇયા, ૨ પુયાવઇયા, ૩ બુઇયાવઇયા

દીક્ષાના ત્રણ પ્રકાર-૧ ઉપાય પવજ્જા, ૨ અપાય પવજ્જા, ૩ સધાય પવજ્જા

માણસો-૧ તાદાત્વિક જે માણસ કાઇપણ ચિંતા કર્યા શિવાય ઉત્પન્ન થયેલા અર્થ અને લક્ષ્મીનો નાશ કરે છે તે માણસ તાદાત્વિક કહેવાય છે, ૨ મૂલહર-જે માણસ પોતાના બાપદાદાયે એકત્ર કરેલ પૈસાને અન્યાયથી ભક્ષણ કરે છે તે માણસ મૂલહર કહેવાય છે, ૩ કદર્ય-જે માણસ પોતાના નોકર ચાકર દાસોને પીડા ઉત્પન્ન કરીને તથા પોતે પણ પીડા પામીને પૈસા ઉપાર્જન કરે છે પણ તેમાથી લવલેશ માત્ર પણ વ્યય કરતો નથી તે માણસ કદર્ય કહેવાય છે

## ચાર પ્રકાર.

ભારવાહકના ૪ વિસામા-૧ ડાબાખભાથી જમણે ફેરવે અને જમણાથી ડાબે ફેરવે, ૨ વડીનીતિ લઘુનીતિ કરવાને બેસે ત્યારે ભાર ઉતારે, ૩ વાટે જતા રસ્તામા યક્ષાદિકના મંદિરમા વાસો રહે, ૪ પોતાને ઠેકાણે જઇ ભાર ઉતારે તેવી રીતે

શ્રાવકના ૪ વિસામા-૧ શ્રાવક ૧૨ વ્રત ઉચ્ચરે, ૨ શ્રાવક સામાયિક દેશાવકાશિ કરે, ૩ શ્રાવક ૫-૮-૧૪-૧૫-૦)) ઇત્યાદિક કલ્યાણિક તિથિયે પચપર્વી પૌષધ કરે, ૪ શ્રાવક અંતસમયે ભાતપાણી પચ્ચખી સંથારો કરે

મનુષ્યરૂપી ફુલો-૧ મધુકુલ મધુઢાકણુ, ૨ મધુકુલ વિષ ઢાકણુ, ૩ વિષકુલ મધુ ઢાકણું, ૪ વિષકુલ વિષઢાકણુ

મનુષ્યરૂપી પુષ્પો-૧ રૂપસ પન્ન ને શીલસ પન્ન, ૨ શીલસ પન્ન નોરૂપસ પન્ન, ૩ શીલસ પન્ન-રૂપસ પન્ન, ૪ નોરૂપસ પન્ન નોશીલસ પન્ન

દર્શન-૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન, ૪ કેવલદર્શન

આહાર-૧ અસણુ, ૨ પાણું, ૩ ખાઈમ, ૪ સાઈમ

લોકપાલ-૧ પૂર્વે સોમ, ૨ દક્ષિણે યમ, ૩ પશ્ચિમે વરુણ, ૪ ઉત્તરે કુબેર

સ્ત્રી જાતિ-૧ પદ્મિની, ૨ ચિત્રણી, ૩ હસ્તિની, ૪ શંખણી.

મનુષ્યોના વર્ણ-૧ બ્રાહ્મણ, ૨ ક્ષત્રીય, ૩ વૈશ્ય ૪ શૂદ્ર

વેદ-૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ, ૪ અથર્વ વેદ

ગતિ-૧ દેવ, ૨ મનુષ્ય, ૩ તિર્યંચ, ૪ નરક

દેવતા નારકીને બે ગતિ-૧ તિર્યંચ, ૨ મનુષ્ય,

તિર્યંચને ૪ ગતિ ૧ તિર્યંચ, ૨ મનુષ્ય, ૩ દેવતા, ૪ નારકી

મનુષ્યને ૫ ગતિ, ૧ દેવ, ૨ મનુષ્ય, ૩ તિર્યંચ, ૪ નારકી, ૫ મોક્ષ

બંધ-૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ ૩ અનુભાગ બંધ, ૪ પ્રદેશ બંધ

જિન-૧ નામજિન ઋષભાદિ, ૨ સ્થાપનાજિન જિન પ્રતિમા, ૩ દ્રવ્યજીન અતીત અનાગત જિનના જીવો, ૪ ભાવજિન સમવરણમા રહેલા.

સમ્યકત્વ-૧ ઉપશમિક, ૨ ક્ષાયોપશમિક, ૩ સાસ્વાદન, ૪ વેદક, ૫ ક્ષાયિક

ઉપશમિક મોહની કર્મને ઉપશમાવે

સાસ્વાદન-વમનના સ્વાદ સરખો આવે અને જાય છ આવલી પ્રમાણ.

ક્ષયોપશમિક-ઉદયમા આવતા મોહનીકર્મના શુદ્ધદળીયા ખપાવવા અને તેના રસનો ઉપશમાવવો

વેદક ક્ષયોપશમિક સમ્યકત્વના છેલ્લા સમયે ભોગવાતા મોહનીકર્મના દળીયા જેના અનંતર સમયે ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત થાય છે

ક્ષાયિક-મોહનીકર્મનો સર્વથા ક્ષય થવાથી આવ્યા પછી જાય નહિ

અનર્થ દંડ-૧ પાપોપદેશ, ૨ અપધ્યાન, ૩ સયુક્ત અધિકરણ, ૪ પ્રમાદાચરણ

મૂળ સુત્ર-૧ આવશ્યક, ૨ દશવૈકાલિક, ૩ પિંડનિર્યુક્તિ, ૪ ઉત્તરાધ્યયન

સુખના કારણ-૧ યોગાભ્યાસ કારણ, ૨ અભિમાન કારણ, ૩ વિષય કારણ, ૪ મુક્તિ કારણ

ગગા-૧ સીતાગગા, ૨ અલિકાગગા, ૩ ચક્ષુગગા, ૪ ભદ્રગગા

જીવનીખાણુ-૧ સ્વેદજ-જુમાદિ, ૨ અડજ-પક્ષિસર્પાદિ, ૩ જરાયુજા-નૃ ગવાદિ, ૪ ઉદ્ભિજા-વનસ્પત્યાદિ

કર્મ-૧ સ્પષ્ટ ૨ બદ્ધ, ૩ નિધત્ત, ૪ નિકાચિત

બુદ્ધિ-૧ સ્વાભાવિકી, ૨ ઉત્પાદિકી, ૩ કર્મિકી, ૪ પારિણામિકી

ગીત-૧ સ્વરગીત, ૨ પદગીત, ૩ તાલ ગીત, ૪ અવધાન ગીત

વાદ્ય-૧ તત-વીણા પ્રભૃત, ૨ ઘન-તાલપ્રભૃત, ૩ શુષિર-વંશાદિક, ૪ આનદ્ધ-મુરજાદિક

જીવના ભેદ-૧ અનાદિ-અપર્યવસિત-જીવની આદી નથી અને અત નથી-અભવ્યજીવ, ૨ અનાદિ અપર્યવસિત-જીવની આદિ નહિ પણ અત છે, જે ભવ્યજીવ મોક્ષે જાશે, ૩ સાદિ સપર્યવસિત જીવને સમકિત આશ્રિ આદિ છે, તેમ મોક્ષે પણ જાશે-જે સમકિતધારિ જીવ છે તે, ૪ સાદિ-અપર્યવસિત-એક જીવ આશ્રિ સિદ્ધની આદિ છે, પણ અત નથી

અભિનયો-૧ આગિક, ૨ વાચિક, ૩ આચાર્ય, ૪ સાત્વિક

અતક્રિયા—૧ અલ્પકર્મ-અલ્પવેદના, અલ્પ નિર્જરા, બહુસયમી, બહુસવરી-આદિશ્વરજી ભરતેશ્વરજી જાણવા, ૨ કર્મ ઘણા-વેદના ઘણી, નિર્જરા ઘણી, સયમ અલ્પ, સવર

અલ્પ-ગજસુકુમાલજી જાણવા, ૩ કર્મ ઘણા-વેદના ઘણી, નિર્જરા ઘણી, સયમ વિશેષ, સવર વિશેષ સનત્કુમાર-ચક્રવર્તિ જાણવા, ૪ અલ્પકર્મ-અલ્પવેદના, અલ્પનિર્જરા, અલ્પસયમ, અલ્પસવર, મારૂદેવી માતાજી જાણવા

ફુલો-૧ એક ફુલ રૂપસપન્ન છે પણ ગધસપન્ન નથી-રોહિડાનું ફુલ, ૨ એક ફુલ ગધસપન્ન છે પણ રૂપસપન્ન નથી પોહીણીના ફુલ, ૩ એક ફુલ રૂપ તથા ગધસપન્ન છે, મોગરા, ગુલાબના ફુલ, ૪ એક ફુલ રૂપ તથા ગધસપન્ન નહિ, આકડા ધતુરાના ફુલ, એ ચારના દ્દષ્ટાતે પુરૂષો ચાર જાણવા

પુરૂષ—એક પુરૂષ રૂપસપન્ન છે, પણ શીલસપન્ન નથી—બ્રહ્મદત્તચક્રી પેઠે, ૨ એક પુરૂષ શીલસપન્ન છે પણ રૂપસપન્ન નથી-હરિકેશીમુનિ પેઠે, ૩ એક પુરૂષ રૂપસપન્ન છે તથા શીલસપન્ન છે-આદિનાથ ભરત પેઠે, ૪ એક પુરૂષ રૂપસપન્ન નથી ને શીલસપન્ન નથી-કાલકસૂરિયા કસાઈના પેઠે

દર્શન—ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન, ૪ કેવલદર્શન

જીવ નરકગતિનુ આયુષ્ય બાધે—૧ મહાઆરભ-ઘરબાર, હાટ, હવેલીના આરભ કરે, અને અત્યત તીવ્ર પરિણામે રાત્રી-દીવસ આરભ કરે, તેથી નરકગતિનુ આયુષ્ય બાધે, ૨ મહાપરિગ્રહ-પોતાના પાસે ઉપાર્જન કરેલ ઘણો પરિગ્રહ છતા પણ તેને વિષે ગાઢ મૂર્છા કરી, બીજા પરિગ્રહને ઉપા-

જાને કરવા માટે વાછના કરે-ઇચ્છા કરે, મનમા ચિંતવે કે અમુક જીવ સુખી છે, તો તેના જેવી મને ક્યારે સુખવૃત્તિ પ્રાપ્ત થાય, આવી ઇચ્છા કરનાર નરકગતિનુ આયુષ્ય બાધે છે, ૩ કુણિમ આહારેણ—માસ, મદ્ય, મધ, માખણ વિગેરે પ્રકારના ખરાબ આહારના કરવાથી નરકગતિનુ આયુષ્ય બાધે, ૪ પચેન્દ્રિયતા વધથી-નિરાપરાધિ પચેન્દ્રિય જીવોની હિંસા જાણીજુઝીને હિંસા કરવાથી નરકગતિનુ આયુષ્ય બાધે છે,

જીવ તિર્યંચગતિનુ આયુષ્ય બાધે—૧ માયાએ-હૃદયમા કપટ બહુ કેળવે, અને મોઢેથી મીઠુ બહુ બોલે, ૨ અલિમાયાએ-મિત્રના લોકે ઘણી મિત્રાઈ કરીને, મિત્રને ઠગે, મોઢેથી મીઠુ બોલે, અને તેના પાછળ નિંદા કરે, ૩ જુઠા વચને-મનમા કપટ કેળવીને જુઠુ બોલે, તથા કૂડા તોલા માપ રાખે, ૪ કૂડા તોલા માપા—લેવડમા પણ જુદા અને દેવડમા પણ જુદા તોલા માપ રાખે.

જીવ મનુષ્યનુ આયુષ્ય બાધે-૧ દેવગુરૂધર્મ આચાર્યાદિકના વિનય કરવાથી તથા સરલપણુ શાત પ્રકૃતિ ધારણ કરવાથી, ૨ સતોષવૃત્તિધારણ કરી લોભને ત્યાગ કરીને ન્યાયનીતિથી વ્યાપાર કરવાવાળો જીવ આર્જવ માર્જવતાથી, ૩ તમામ જીવો ઉપર દયા ધારણ કરવાથી, પરોપકાર કરવાથી, દુ ખીજીવોના દુ ખને દૂર કરવાની ભાવનાથી, ૪ સ્વલ્પ કષાયી-બીજાને નહિ ઠગનાર પોતે સારા માર્ગમા વર્તન

કરનાર અને, બીજાને સારામાર્ગમા જોડનાર, સજ્જનાદિક સારા પ્રકારના માર્ગાનુસારી, તથા ધર્માનુસારી ગુણોને ધારણ કરી દાન આપનાર ઇર્ષ્યા રહિત હોવાથી.

દેવનુ આયુષ્ય બાધે-૧ સરાગસયમથી-સરાગથી સયમ-પાળે, તથા વસ્ત્ર પાત્ર ઉપકરણ, શિષ્યાદિકના ઉપર રાગ રાખવાથી, ૨ સયમાસયમથી-કાઇક સયમ અને કાઇક અસયમપણું, વિરતિ-અવિરતિપણું, રાખવાથી, ૩ અકામ નિર્જરાથી-રોષથી નિરતર ક્ષુધાતૃષાને સહન કરે, ૪ બાલ તપસ્યાથી-અજ્ઞાન તપસ્યા કષ્ટ ક્રિયા કરવાથી.

કર્મબધન-૧ પ્રકૃતિબધ-તે કર્મનો સ્વભાવ, ૨ સ્થિતિબધ-જેટલી સ્થિતિના કર્મ બાધે, તેટલીજ સ્થિતિ સુધી તે કર્મોને ભોગવવા પડે તે ૩ અનુભાગબધ-તે શુભ અશુભ રસ ભોગવવો પડે તે ૪ પ્રદેશબધ ન્યુનાધિક કર્મના પ્રદેશોને ગ્રહણ કરી બધ પડે, તે.

બુદ્ધિ-૧ ઉત્પાતિકી-તે બુદ્ધિ આપણા પોતાનાથીજ ઉત્પન્ન થાય, ૨ વૈનયિકી તે વિનય કરતા બુદ્ધિ ઉત્પન્ન થાય, ૩ કાર્મિકી તે કામ કરતા સારી બુદ્ધિ ઉત્પન્ન થાય, ૪ પારિણામિકી-તે વય પરિણમતા બુદ્ધિ ઉત્પન્ન થાય

આચાર્ય-૧ ચોલમજીઠ જેવા-પોતે વૈરાગ્યરંગથી રંગા યેલા છે, અને બીજાને વૈરાગ્ય રંગથી રગે છે, ૨ પરવાળા જેવા-પોતે વૈરાગ્યથી રગાયેલા છે. પરન્તુ બીજાને વૈરાગ્ય

રંગચડાવે નહિ, ૩ સૂના જેવા-પોતે વૈરાગ્યમા ઢીલા છે, પરંતુ બીજાને વૈરાગ્યમા દ્રઢ કરે છે, ૪ ખડી જેવા-પોતે વૈરાગ્યમા કાચા છે, અને બીજાને વૈરાગ્ય ઉપન્ન કરવામા પણ ઢીલા છે

અમુલ્ય વસ્તુઓ-૧ સાતે ધાતુને વિષે લોખંડ અમૂલ્ય છે, ૨ પથ્થરમા હીરો અમૂલ્ય છે, ૩ વસ્ત્રોમાં રૂ થી બનેલ વસ્ત્ર અમૂલ્ય છે ૪ કાષ્ટમાં બાવનાચંદન અમૂલ્ય છે

ચારમા ચાર ઘણા-૧ નારકીમા ક્રોધ ઘણો, ૨ મનુષ્યમા માન ઘણો, ૩ તિર્યંચમાં માયા ઘણી, ૪ દેવતામા લોભ ઘણો

અજીર્ણો-૧ જ્ઞાનનુ અજીર્ણ-અભિમાન, ૨ તપસ્યાનુ અજીર્ણ-ક્રોધ, ૩ કાયનુ અજીર્ણ-વિકથા, ૪ લોકનુ ખાવાનુ અજીર્ણ-વમન

ચાર વૃક્ષના પરિવારો—૧ આબાનુ વૃક્ષને શાલનો પરિવાર-આદિનાથજી તથા ભરત ચક્રવતિ, ૨ આબાનુ વૃક્ષ ને એરંડાનો પરિવાર-ગર્ગાચાર્ય અને તેના શિષ્યોની પેઠે, ૩ એરંડો વૃક્ષ ને આબાનો પરિવાર-અંગારમર્દકઆચાર્ય અને તેના શિષ્યોની પેઠે, ૪, એરંડાનુ વૃક્ષ ને એરંડાનો પરિવાર-કાલક-સૂરિયો કસાઈ અને તેના પરિવારની પેઠે,

મેઘ—૧ ક્ષેત્રન વિષે વરસે પણ અક્ષેત્રને વિષે વરસે નહિ ૨ અક્ષેત્રે વરસે પણ ક્ષેત્રને વિષે વરસે નહિ, ૩ ક્ષેત્રે પણ

વરસે ને અક્ષેત્રે પણ વરસે, ૪ ક્ષેત્રે પણ વરસે નહિ ને અક્ષેત્રે પણ વરસે નહિ

એવી રીતે પુરૂષો—૧ સુપાત્રને દાન આપે પણ કુપાત્રને ન આપે ૨ કુપાત્રને દાન આપે પણ સુપાત્રને ન આપે ૩ સુપાત્રને દાન આપે અને કુપાત્રને પણ આપે, ૪ સુપાત્રને પણ ન આપે, અને કુપાત્રને પણ ન આપે

એવીજ રીતે બીજા ચાર પુરૂષો—૧ ઇચ્છાપૂર્વક દાન આપે પણ ઇચ્છારહિત ન આપે, ૨ ઇચ્છારહિત દાન આપે પણ ઇચ્છાસહિત ન આપે, ૩ ઇચ્છાસહિત-ચાહના કરતો આપે ૪ ઇચ્છા અને અનિચ્છાથી પણ ન આપે

મેઘો—પુષ્કરાવર્ત-એકવાર વરસે જેથી દસહજાર વર્ષ સુધી નવીન ઘાસ, ધાન્ય પાણી પોતાની મેળે ઉત્પન્ન થયાજ કરે, તે પ્રથમ આરો બેસતા વરસે, ૨ પ્રદ્યુમ્ન—તે એકવાર વરસવાથી એક હજાર વર્ષ સુધી નવીન ઘાસ, પાણી, અન્ન, પોતાની મેળેજ થયા કરે, તે બીજા આરામા વરસે, ૩ જીમૂત-તે એકવાર વરસે એટલે દસ વરસ સુધી નવીન ઘાસ, પાણી, અન્ન, પોતાની મેળે થયાજ કરે, તે ત્રીજે ચોથે આરે વરસે, ૪ જીમ્હ-બહુવાર વરસે તો પણ કાઇપણ થાયજ નહિ, તે પાચમા આરામા વરસે.

એ ચાર મેઘ જેવા પુરૂષો—૧ સયતિરાજા-ગર્દભલ્લી રાજાની એકજવાર દેશના સાભળીને દીક્ષા લીધી તે પુષ્કરાવર્ત

ક્રોધ સમાન જાણવા, ૨ પ્રદેશીરાજા કેશીગણધર મહારાજાની દેશના એકજવાર સાભળી સમકિત મૂળ બાર વ્રત લીધા તે પ્રદ્યુમ્ન મેઘ જેવા, ૩ શ્રેણિક મહારાજા અનાથી મુનિની વાણી એકવાર સાભળીને સમકિત પામ્યા તે જીમૂત મેઘ જેવા ૪ પાચમા આરામાં જે વ્રાગે બોધ સાભળે ત્યારેજ કાઈક પરિણામ કુણા થાય, વ્યાખ્યાનમાથી ઉઠયા પછી કાઇજ નહિ, તે જીમ્હ મેઘ જેવા

વૃક્ષો-૧ વૃક્ષ ઉંચાને ફળ નીચા-ખજૂર દ્રાક્ષ બીજોરા દિક ૨ ફળ ઉંચાને વૃક્ષ નીચા-નાળીયેરાદિક, ૩ વૃક્ષ ઉંચાને ફળ પણ ઉંચા તાડાદિક, ૪ વૃક્ષ પણ નીચા ને ફળ પણ નીચા રીંગણિ આદિક,

આવી રીતે પુરૂષો-૧ પુરૂષ જાતિના ઉંચા પણ કરણિના નીચા-બ્રહ્મદત્ત ચક્રવર્તીની પેઠે, ૨ પુરૂષ જાતિના નીચા પણ કરણિના ઉંચા હરિકેશી, ભાળમુનિના પેઠે, ૩ પુરૂષ જાતિથી પણ ઉંચાને કરણિથી પણ ઉંચા-આદિનાથ તથા ભરત ચક્રીના પેઠે, ૪ પુરૂષ જાતિના પણ નીચા અને કરણીના પણ નીચા કાલકસૂરિયા કસાઇના પ્રેઠે

બળ-૧ એકને તપસ્યાનુ બળ છે પણ આહારનુ બળ નહિ, ૨ એકને આહારનુ બળ છે, પણ તપસ્યાનુ બળ નહિ, ૩ એકને આહારનુ તથા તપસ્યાનુ બન્નેનુ બળ છે, ૪ એકને આહારનુ પણ બળ નહિ, ને તપસ્યાનુ પણ બળ નહિ.

સાધુઓ-૧ રત્નના ગોળા સમાન ગણધરદેવ, ૨ હીરાના ગોળાસમાન સાધુ નિગ્રંથ, ૩ સોનાના ગોળાસમાન સાધુલક્ષણ યુક્ત ઉપયોગી સાધુ, ૪ રૂપાના ગોળાસમાન સામાન્ય સાધુ

ધર્મિષ્ઠ પુરૂષો-૧ માખણમાં ગોળો તાપે મૂકવાથી જેમ ગળી જાય, તેમ કોઇક જીવ બીજાના મિથ્યાવચનથી ધર્મને છોડી દે, ૨ લાખનો ગોળો તાપે મૂકવાથી ઓગળે નહિ, પણ અગ્નિ આગળ મૂકીયે તો ગળી જાય, તેમ કોઇક જીવ પુરૂષના વચન સાભળી ધર્મ ન છોડે, પણ ગાલી પ્રમુખ દુર્વચન સાભળીને ધર્મ છોડી દે, ૩ કાષ્ટનો ગોળો, તાપે મૂકવાથી ગળે નહિ, તેમજ અગ્નિના પાસે મૂકવાથી ન બળે, પણ અગ્નિમા નાખવાથી બળી જાય તેમ કોઇક જીવ વચનો કહેવાથી, તેમજ ગાળો દેવાથી પણ ધર્મ છોડે નહિ, પરંતુ મારવા કુટવાથી ધર્મને છોડી દે છે, ૪ માટીનો ગોળો તાપના પાસે મૂકો તો પણ ગળે નહિ, ને અગ્નિમા નાખો તો પણ નહિ ગળતાં-ઉલટો પાકો થાય, તેમ કોઇક જીવ વચન ગાળો મારવા કુટવાથી પણ ધર્મને નહિ છોડતા ધર્મને વિષે દ્રઢ થાય છે, કામદેવાદિકની પેઠે

બુદ્ધિ ૧ તીર્થંકર મહારાજાની બુદ્ધિ સમુદ્ર જેવી, ૨ ગણધરની બુદ્ધિ સરોવર જેવી, ૩ ઉત્તમ સાધુની બુદ્ધિ કુવા જેવી, ૪ સામાન્ય સાધુની બુદ્ધિ ખાબોચીયા જેવી.

આચાર્યો-૧ આચાર્ય વિહાર કરે, પણ સભાને બોધ ન આપે; ૨ આચાર્ય વિહાર કરે ને સભાને બોધ પણ આપે, ૩ આચાર્ય વિહાર ન કરે ને સભાને બોધ આપે, ૪ આચાર્ય વિહાર ન કરે ને બોધ પણ ન આપે

પુરૂષ-૧ પુરૂષને ધર્મ ઉપર પ્રેમ છે, પણ ધર્મને વિષે દ્રઢતા નથી, ૨ પુરૂષને ધર્મ ઉપર દ્રઢતા છે પણ ધર્મ કરવા ઉપર પ્રેમ નથી, ૩ પુરૂષને ધર્મ ઉપર પ્રેમ પણ છે, ને દ્રઢતા પણ છે, ૪ પુરૂષને ધર્મ ઉપર પ્રેમ પણ નથી ને દ્રઢતા પણ નથી

પુરૂષ-૧ બીજાને ગુણ કરે પણ અભિમાન કરે, ૨ બીજાને ગુણ કરે પણ અભિમાન ન કરે, ૩ બીજાને ગુણ પણ કરે ને અભિમાન પણ કરે, ૪ બીજાને ગુણ પણ ન કરે ને અભિમાન પણ ન કરે

પુરૂષ-૧ સત્યવાદિ છે, પરંતુ દયા સંયમાદિકથી રહિત છે, ૨ સંયમી છે પરંતુ અસત્યવાદિ છે, ૩ સંયમી છે તેમજ સત્યવાદિ પણ છે, ૪ સંયમી પણ નથી અને સત્યવાદિ પણ નથી

વસ્ત્રો-૧ સ્વભાવે ઉજ્વળ છે તેને નિર્મળપાણીથી ધોવાથી તે તત્કાળ ઉજ્વળ થાય છે, ૨ પ્રથમથી મેલુ છે, પરંતુ પાણીવડે કરી ધોવાથી પાછળથી ઉજ્વળ થાય છે,

૩ પ્રથમથી પણ મેલુ છે ને ધોયા પછી પણ મેલુ જ રહે છે, ૪ પ્રથમથી ને પાછળથી સર્વથા મેલુ જ હોય છે

તેવા ચાર પ્રકારના પુરૂષો-૧ બાહારથી ન્હાઈ ધોઇને ઉજ્વળ દેખાવમા થયેલા છે, પરંતુ પેટમા મેલા છે, ૨ બાહિર મેલા છે, પરંતુ પેટના ઉજ્વળ છે, ૩ બાહિરે અને પેટમા ઉજ્વળ છે, ૪ બાહિર ને પેટમા મેલાજ છે

વૃક્ષ અને ફળો-૧ વૃક્ષ સરલ પણ ફળ વાકા, ૨ વૃક્ષવાકા પણ ફળ સરલ, ૩ વૃક્ષ સરલ ને ફળ પણ સરલ, ૪ વૃક્ષ વાકા ને ફળ પણ વાકા

એવા ચાર પ્રકારના પુરૂષો-દેખાવમા સરલ પણ મનમા કુટિલ વક્ર, ૨ દેખાવમા કુટિલ કુબ્જ વામન પણ મનમા સરલ, ૩ દેખાવમા સરલ ને મનમા પણ સરલ, ૪ એક પુરૂષ દેખાવમા પણ વક્ર, ને મનમા પણ વક્ર

વૃક્ષ અને ફળો-૧ આમ્રવૃક્ષને ઘણી જતનાથી ઘણા પ્રકારે સભાળ કરવાથી ઘણા પ્રકારે ફળો આપે, ૨ તાડવૃક્ષને ઘણી જતનાથી સાચવે છતા ફળ અલ્પ આપે, ૩ વેલડીની સેવા થોડી કરવાથી ફળ ઘણાં આપે, ૪ એક વૃક્ષની સેવા પણ થોડી ને ફળો પણ થોડા

તેવા ચાર પ્રકારના પુરૂષો-૧ એક પુરૂષ ભગવતનો માર્ગ ઘણો આરાધે ને ગુરૂમાહારાજની ભક્તિ પણ ઘણી કરે, અને મુક્તિ ફળ મેળવે-ગૌતમ સ્વામિના પેઠે, ૨ એક પુરૂષ

એક માર્ગની સેવા ઘણી કરે પરતુ ફળ અલ્પ મેળવે-કુલવાલક સાધુના પેઠે, ૩ એક પુરૂષ માર્ગ થોડો સેવે ને ફળ ઘણુ મેળવે-અર્જુનમાળી તેમજ પ્રદેશીરાજાની પેઠે, ૪ એક પુરૂષ ભગવતનો માર્ગ સ્વલ્પ સેવે ને ફળ પણ સ્વલ્પજ મેળવે.

પુત્રો—૧ પિતાથી અધિક-તે આદિશ્વરજી, ૨ પિતાથી હીન-તે ભરતચક્રી, ૩ પિતા પુત્ર બન્ને સરખા-આદિત્યયશા અને મહાયશા, ૪ એક કુલાંગાર કંડરિકના પેઠે

એવા ચાર શિષ્ય—૧ એક શિષ્ય ગુરૂથી અધિક-સિંહગિરિથી વજસ્વામિની પેઠે ૨ એક શીષ્ય ગુરૂથી હીન-તે ભદ્રબહુથી સ્થુલભદ્રની પેઠે, ૩ એક શિષ્ય ગુરૂના બરોબર-પ્રભવસ્વામીને શય્યંભવમિની પેઠે, ૪ એક શિષ્ય ગુરૂને કલક લગાડનાર-કુલવાલક તથા ઉદાંયીને મારનાર વિનેયરતની પેઠે.

ક્રોધ ઉપજે—૧ પોતાની ઉપર ક્રોધ ઉપજે, ૨ પરની ઉપર ક્રોધ ઉપજે, ૩ પોતાના અને પરના બેહુના ઉપર ક્રોધ ઉપજે, ૪ વિના કારણે નાહક ક્રોધ ઉપજે

ક્રોધ ઉપજે—શરીર નિમિત્તે ક્રોધ ઉપજે, ૨ વસ્ત્રનિમિત્તે ક્રોધ ઉપજે, ૩ ઉપકરણ નિમિત્તે ક્રોધ ઉપજે, ૪ ક્ષેત્ર નિમિત્તે ક્રોધ ઉપજે.

જીનકલ્પી ચાર ઠેકાણે બોલે—૧ કોઈ વસ્તુની યાચના કરવી હોય ત્યારે બોલે, ૨ પૂછવાને માટે બોલે; ૩ આજ્ઞા લેવાને માટે બોલે; ૪ કોઈએ કાંઈ પૂછવાથી ઉત્તર આપવા માટે બોલે

પડિમા—૧ સમાધિ પડિમા-તે સમતાભાવ રાખે, ૨ ઉપધાન પડિમા-તે તપસ્યા કરે, ૩ વિવેક પડિમા તે શરીર ત્યાગ કરે, ૪ વ્યુત્સર્ગ પડિમા-તે કાઉસગ્ગ કરે

આચાર્ય—૧ એક આચાર્ય વૈયાવચ્ચ કરે નહિ અને કરાવે નહિ, ૨ એક આચાર્ય વૈયાવચ્ચ કરે નહિ પણ કરાવે ખરા, ૩ એક આચાર્ય વૈયાવચ્ચ કરે પણ કરાવે નહિ, ૪ એક આચાર્ય વૈયાવચ્ચ કરે ને કરાવે પણ ખરા

હાથી—૧ ભદ્રજાતિનો-કલ્યાણકારી, ધૈર્યવંત, સંગ્રામમાંથી ખસે નહિ, ઉતાવળો ચાલે, આગળથી ઉંચા શરીરવાળો, પાછળથી નીચા શરીરવાળો, સર્વ અંગોપાંગે શોભિત આંખો કાંઈક પીળી હોય છે, પૂંછડું ઠેઠ ધરતી સુધી લાંબુ હોય છે શરદઋતુમાં તેને મદ ચડે, દાંતવડે કરીને પરજીવને મારે, એવા ગુણોથી ભદ્રજાતિનો હસ્તિ જાણવો, ૨ મંદ જાતિનો-ધૈર્યવંત, ઉતાવળો ચાલે, આંખો પીળી હોય, પૂંછડું આગળથી જાડું હોય, છેડે પાતળું હોય, નખ, કેશ, ચામડી, જાડી હોય, વસંતઋતુમાં મદ ચડે, સુંઢથી સંગ્રામ કરે, પરજીવને હણે, ૩ મૃગ નખ-કેશ પાતળા, ચામડી પણ

બહુ પાતળી, ઘણો બીકણ, લડાઇમાથી નાસે, હિમ તઋતુમા મદ ચડે, સર્વ શરીરથી પરજીવને હણે, ૪ સકીર્ણહાથી- એ ત્રણે હાથીયોમાથી થોડા થોડા ગુણોવાળો હોય, સર્વ ઋતુમા મદ ચડે, આખે શરીરે કરીને પરજીવને હણે

એવા ચાર જાતના પુરૂષો—૧ પુરૂષ ભદ્રજાતિનો-દેખાવમા શોભનીક, મનનો કલ્યાણકારી ધૈર્યવાળો, ૨ પુરૂષ મદ જાતિનો-કામ કરતા ઢીલ ઘણી કરે, મનમા ઘણો ડરે, પાપથી ડરે, લોકથી પણ ડરે, ૩ પુરૂષ મૃગજાતિનો-મનમા ડરે, પાપથી ડરે, લોકથી ડરે, ૪ પુરૂષ સકીર્ણજાતિનો- ઉપરલા ત્રણના થોડા ગુણો હોય

પુરૂષ—૧ પરને ગુણ કરે પોતાનુ અપમાન કરે, ૨ પોતાને ગુણ કરે પરતુ અપમાન કરે, ૩ પરને ગુણ ન કરે પણ પોતાનુ અપમાન કરે, ૪ પરને ગુણ પણ ન કરે તેમ પોતાનુ અપમાન પાણ ન કરે

રોગો—૧ એક રોગ દેખાવમા ખરાબ પણ વેદના નથી ગેદ, ૨ એક રોગ દેખાવમા ખરાબ નહિ પણ વેદના ઘણી-કઠમાળ ૩ એક રોગ દેખાવમા ખરાબને વેદના પણ ઘણી-પેટ-માથા શૂળાદિક થાય તે, ૪ એક રાગ દેખાવમા ખરાબ નહિ ને વેદના પણ બહુ નહિ-શુન્ય ભ્રમ

શેઠીયા—૧ એક આદરમાન આપે પણ પૈસા ન આપે, ૨ એક પૈસા આપે પણ આદરમાન ન આપે, ૩ એક આદર

માન આપે ને પૈસા પણ આપે, ૪ એક આદરમાન નહિ ને પૈસા પણ નહિ આપે

વ્રત—૧ સિહની પેઠે લે ને સિહના પેઠે પાળે-ભરતની પેઠે, ૨ સિહની પેઠે લે ને શીયાળની પેઠે પાળે-કંડરીકના પેઠે, ૩ શિયાળની પેઠે લે ને સિહના પેઠે પાળે, ૪ શીયાળની પેઠે લે ને શીયાળની પેઠે પાળે-કાળકાચાર્યના કુશિષ્યો

સ્નેહ—૧ તૃણની સાદડીની પેઠે તુટતા વાર લાગે નહિ, ૨ વાસની સળીની સાદડીની પેઠે તુટતા થોડી વાર લાગે ૩ ચામડાની સાદડીની પેઠે તુટતા વાર લાગે, ૪ કામલની સાદડીની પેઠે વિશેષ વાર લાગે

ચાર જાતના પુરૂષ—૧ એક પોતાનુ પાપ પ્રગટ કરે અને બીજા પાસે પાપ પ્રગટ કરાવે નહિ, ૨ એક બીજા પાસે પાપ પ્રગટ કરાવે અને પોતે પાપ પ્રગટ કરે નહિ, ૩ એક પોતાનુ અને બીજાનુ બન્નેનુ પાપ પ્રગટ કરે કરાવે ૪ એક પોતાનુ પાપ પ્રગટ કરે નહિ અને બીજાનુ પાપ પ્રગટ કરાવે નહિ

પુરૂષો—૧ એક પોતાના પાપની નિર્જરા કરે ને બીજાના પાપની નિર્જરા કરાવે નહિ-પ્રત્યેકબુદ્ધની પેઠે, ૨ એક પરના પાપ ખપાવે પણ પોતાના પાપ ખપાવે નહિ-અભવ્યની પેઠે, ૩ એક પોતાના તથા પરના બન્નેના પાપ ખપાવે

સાધુનીપેઠે, ૪ એક પોતાના તથા પરના બન્નેના પાપ ખપાવે નહિ–મિથ્યાત્વી

દેવગતિનું આયુષ્ય બાધે—૧ ઉદારચિત્ત વાળો, ૨ સુસ્વરકઠવાળો ૩ ધર્મનો રાગી, ૪ દેવગુરૂનો રાગી

તિર્યંચનુ આયુષ્ય બાધે—૧ ઘણો ઉટલક, ૨ અસતોષી, ૩ માયાવી, ૪ મૂર્ખની સેવા કરનાર ક્ષુધાતુર-આળસુ

મનુષ્યની ગતિનુ આયુષ્ય બાધે—૧ વિનયિ ૨ નિર્લોભી ૩ દયા-ધર્મ ઉપર પ્રેમ રાખનાર, ૪ પારકાના મનમા સારો લાગનાર

નરકનુ આયુષ્ય બાધે—૧ ક્રોધી, ૨ પડિતાઇરહિત, ૩ કષાયી, ૪ કલકવીમૂત-ઘણો કલેશી

ભુવનપતિમા જાય—૧ ક્રોધ કરે તે, ૨ ક્રોધના સાથે, પ્રતિબધ કરે તે, ૩ નિમિત્ત ભાખે તે, ૪ ઇહલોકને માટે તપશ્ચર્યા કરે તે

નાટકીયા દેવ થાય ૧ કુમાર્ગનીદેશના દે, ૨ માર્ગને તોડી પાડે, ૩ વારવાર નિયણુ કરે ૪ અતુસિથી ભોગ ભોગવે

કિલ્વિષિ દેવ થાય-૧ તીર્થંકરના અવર્ણ બોલે, ૨ કેવળી પ્રરૂપિત ધર્મના અવર્ણવાદ બોલે, ૩ ધર્માચાર્યના અવર્ણ-વાદ બોલે, ૪ ચતુર્વિધ સઘના અવર્ણવાદ બોલે

દેવ મનુષ્ય લોકે ન આવે-૧ દેવતા સબંધિ સુખભોગથી તલ્લીન છે, તેથી, ૨ બીજાનો રાગ, સ્નેહ તુટવાથી અને દેવતાનું નાટક જઘન્ય દસ દિવસ, મધ્યમ છ મહિના, ઉત્કૃષ્ટ દસ હજાર વર્ષ થાય તેમા સ્વજનવર્ગનું આયુષ્ય પુરૂ થઈ જાય તેથી ન આવે, ૩ મનુષ્ય લોકની દુર્ગંધ પાચસો યોજન ઉચી ઉછળે છે તેથી, ૪ ચારસો યોજન પ્રથમ દ્વિતીય આરે મલમૂત્ર થોડા તેથી, પાચસો યોજન ચારે આરામા ભરત ઐરવતે મળમૂત્ર ઘણા તેથી

મનુષ્ય લોકમા દેવ આવે-૧ તીર્થંકરના પાચ કલ્યાણિકે આવે, ૨ પોતાના ઉપગારી આચાર્ય ઉપાધ્યાયને વંદના નમસ્કાર કરવા અને પોતાની ઋદ્ધિ દેખાડવા આવે, ૩ તપસ્વીનો મહિમા કરવાને માટે આવે, ૪ સ્વજન મિત્રાદિકના સ્નેહથી બંધાયેલો આવે

લોકમા ઉદ્યોત થાય-૧ તીર્થંકરના જન્મ કલ્યાણિક વખતે, ૨ તીર્થંકરની દીક્ષા વખતે, ૩ તીર્થંકરના કેવળજ્ઞાન વખતે, ૪ તીર્થંકરના મોક્ષ વખતે

ધર્મ પામે નહિ-૧ અહંકારી, ૨ ક્રોધી, ૩ રોગી, ૪ પ્રમાદી

સજ્જાય ધ્યાન ન કલ્પે-૧ સૂર્ય ઉદય પહેલાની ને ઉદયે પછીની એક એક ઘડી, ૨ સૂર્ય અસ્ત થયાની પહેલાની ને પછીની એક એક ઘડી, ૩ મધ્યાન્હ વેલાયે, ૪ મધ્ય રાત્રિયે

ચાર મહોત્સવ સ્વાધ્યાયમા વિઘાત કરે-૧ ઇંદ્ર મહોત્સવ, ૨ નાગ મહોત્સવ, ૩ ભૂત મહોત્સવ, ૪ જક્ષ મહોત્સવ

મહા પડવા-૧ આસો શુદિ પૂનમનો, ૨ કાર્તિક શુદિ પૂનમનો, ૩ માગશર શુદિ પૂનમનો, ૪ ચૈત્રશુદિ પૂનમનો

લોકનો મધ્ય ભાગ-૧ ઉંચે લોકનો મધ્ય ભાગ પાચમા દેવલોક સુધી, ૨ અધોલોકનો મધ્ય ભાગ ચોથી નરક સુધી ૩ તિરચ્છીલોકનો મધ્ય ભાગ મેરૂપર્વતના આઠ રૂચક પ્રદેશ, ૪ સર્વ લોકનો મધ્ય ભાગ પેહેલી નરક સુધી

ફળો-૧ ઉપરથી કઠણ ને અદરથી કોમળ નાળિયેરાદિક, ૨ બાહારથી કોમળ અને અદરથી કઠણ બોર આદિક, ૩ બાહારથી અને અદરથી કોમળ જાંબફળાદિક દ્રાક્ષાદિક, ૪ બાહારથી અને અદરથી કઠણ-સોપારિ આદિક

એવા ચાર પ્રકારના પુરૂષો-૧ પુરૂષ ઉપરથી ઘણા કઠોર વચન બોલે પણ અતરમા નરમ, ૨ પુરૂષ ઉપરથી મીઠા વચન બોલે પણ અતરમા કઠોર, ૩ એક પુરૂષ ઉપરથી પણ મીઠુ બોલે અતરમા પણ નિમળ, ૪ એક પુરૂષ ઉપરથી પણ કઠોર બોલે અતરમા પણ કઠોર

ચાર જાતના વિષ-૧ વીંછીનુ-અર્ધભરત પ્રમાણ, ૨ દેડકાનુ-આખા ભરત પ્રમાણ ૩ સર્પનુ જબુદ્વિપ પ્રમાણ, ૪ મનુષ્યનુ-અઢીદ્વિપ પ્રમાણ

ચાર કારણથી નારકીના જીવો મનુષ્યમાં ન આવી શકે- . પરમાધામીના મારથી; ૨ ક્ષેત્રવેદનાથી; ૩ ઘણી અશાતા દનીથી; ૪ ઘણા આયુષ્યથી

નરકમાં ચાર પ્રકારે અંધારૂ-૧ નારકીનું અંધારૂ, ૨ ારકીના જીવનું અંધારૂ, ૩ નરકાવાસનું અંધારૂ, ૪ અશુભ દ્ગલોનું અંધારૂ

મનુષ્યમાં પ્રકાશ-૧ ચંદ્રમાનો પ્રકાશ, ૨ સૂર્યનો પ્રકાશ, અગ્નિનો પ્રકાશ, ૪ મણિ રત્નનો પ્રકાશ

દેવલોકમાં પ્રકાશ-૧ દેવલોકની ભૂમિનો પ્રકાશ, ૨ વિમાનનો કાશ, ૩ દેવકાંતિનો પ્રકાશ, ૪ દેવના અલંકારોનો પ્રકાશ

ચાર પ્રમાણ-૧ આગમ પ્રમાણ—સિદ્ધાંતથી દેવ-મનુષ્ય વગેરે જાણે, ૨ અનુમાન પ્રમાણ-જ્યાં અગ્નિ હોય ત્યાં માડો હોય, વિગેરે અનુમાનથી જાણે, ૩ ઉપમા પ્રમાણ—જેમ ાય જેવો રોઝ છે. એમ ઉપમાથી જાણે, ૪ પ્રત્યક્ષ પ્રમાણ જરે દેખીને જાણે

ચાર ઉપમા-૧ અસતિ વસ્તુને સતિ ઉપમા, ૨ સતિ સ્તુને અસતિની ઉપમા, ૩ સતિ વસ્તુને સતિની ઉપમા, અસતિ વસ્તુને અસતિની ઉપમા

જીવને કર્મસંયોગ-૧ દ્રવ્ય સંયોગ-જે દ્રવ્યથી જીવ ર્મ બાંધે તે દ્રવ્યથીજ કર્મ ભોગવે; ૨ ક્ષેત્ર સંયોગ-જે

ક્ષેત્રે જીવ કર્મ બાધે, તે ક્ષેત્રથીજ કર્મ ભોગવે, ૩ કાલ સ યોગ જે કાળે કર્મ બાધે તેજ કાળે કર્મ ભોગવે, ૪ ભાવસ યોગ-જેવા પ્રણામથી કર્મ બાધે તેવાજ પ્રણામથી કર્મ ભોગવે.

નિર્જરા ચાર પ્રકારની-૧ ઘણી વેદના અલ્પ નિર્જરા સાતમી નરકના જીવને, ૨ અલ્પ વેદના મહાનિર્જરા સામાન્ય સાધુને, ૩ મહાવેદના મહાનિર્જર પડિમાધારી સાધુને, ૪ અલ્પ વેદના અલ્પ નિર્જરા-પાચ અનુત્તર વિમાનના દેવોને

અવધિજ્ઞાન ઉપજે-૧ ભગવતે કહ્યા પ્રમાણે પરિસહ સહન કરવાથી અવધિજ્ઞાન ઉપજે, ૨ બાર કુળની ગોચરી નિસ્પૃહપણે કરે તો અવધિજ્ઞાન ઉપજે, ૩ ચાર વિકથા ત્યાગ કરે તો અવધિજ્ઞાન ઉપજે, ૪ રાત્રિયે ધર્મજાગરણ કરે તો અવધિજ્ઞાન ઉપજે

અવધિજ્ઞાન ન ઉપજે-ભગવતે કહ્યા પ્રમાણે પરિસહ સહન ન કરે તો અવધિજ્ઞાન ન ઉપજે, ૨ બાર કુળની ગોચરી નિસ્પૃહપણે ન કરે તો અવધિજ્ઞાન ન ઉપજે, ૩ ચાર વિકથા ત્યાગ ન કરે તો અવધિજ્ઞાન ન ઉપજે, ૪ રાત્રિયે ધર્મજાગરણ ન કરે તો અવધિજ્ઞાન ન ઉપજે

ચાર ને જીતવા બહુજ કઠણ-૧ વ્રતોમા બ્રહ્મચર્ય પાળવુ બહુજ કઠણ, ૨ આઠ કર્મમા મોહનીને જીતવુ બહુજ કઠણ, ૩ પાચ ઇંદ્રિયમા રસેંદ્રિય જીતવી બહુજ કઠણ, ૪ ત્રણયોગમા મનયોગ જીતવો બહુજ કઠણ

ચાર પામવા બહુજ દુર્લભ-૧ પાચ જ્ઞાનમા કેવળ-જ્ઞાન પામવુ બહુજ દુર્લભ છે, ૨ છ લેશ્યામાં શુક્લલેશ્યા પામવી મહાદુર્લભ છે, ૩ ચાર ધ્યાનમા ધર્મધ્યાન શુકલ ધ્યાન પામવુ મહાદુર્લભ છે, ૪ યુવાન અવસ્થામા શીયલ પાળવુ મહાદુર્લભ છે

ચાર મહા દુર્લભ છે-૧ લઘુવયમા શીયળ પાલવું મુશીબત છે, ૨ વિદ્યમાન ભોગોનો ત્યાગ કરી દીક્ષા લેવી દુર્લભ છે, ૩, મોટા પુરૂષોને ક્ષમા કરવી મુશીબત છે, ૪ કૃપણને દાન આપવુ મુશીબત છે

ચાર ઠેકાણે કષાયો વસે છે-૧ કપાળે ક્રોધનો વાસો છે, ૨ ડોકે માનનો વાસો છે, ૩ હૃદયે માયાનો વાસો છે, ૪ સર્વ અગે લોભનો વાસો છે

બુદ્ધિની ચાર વાત-૧ જાગતા ચોર નાસે, ૨ ક્ષમા કરતા ક્લેશ નાસે, ૩ ઉદ્યમ કરતા દારિદ્રય નાસે, ૪ ભગવાનની વાણી સાભળતા પાપ નાસે

પ્રતિબધ-૧ દ્રવ્ય પ્રતિબધ-તે શિષ્ય વસ્ત્ર પાત્ર વિગેરેનો પ્રતિબધ, ૨ ક્ષેત્ર પ્રતિબધ-તે ગામ નગર સ્થાનનો પ્રતિબધ, ૩ કાળ પ્રતિબધ-તે સમય આવલિ મુહૂર્ત્ત વિગેરેનો પ્રતિબધ, ૪ ભાવ પ્રતિબધ-તે રાગ દ્વેષ કષાયનો પ્રતિબધ

સુખ દુખ વેદવુ—૧ સુખદુખ જાણે ને વેદે-તે ચારે ગતિના જીવ, ૨ એક જાણે પણ વેદ નહિ-તે સિદ્ધના જીવ,

૩ એક વેદે પણ જાણે નહિ-અસન્નિ, ૪ એક જાણે નહિ ને વેદે નહિ-અજીવ દ્રવ્ય

પુરૂષ—૧ એક પોતે પરિસહ જીતે પણ બીજાને જીતાવે નહિ-જીનકલ્પી, ૨ એક બીજાને પરિસહ જીતાવે પણ પોતે જીતે નહિ-કડરિક, ૩ એક પોતે પરિસહ જીતે ને બીજાને જીતાવે, ૪ એક પોતે જીતે નહિ અને બીજાને જીતાવે નહિ

પુરૂષ—એક પોતાના ને પરના કર્મનો અત કરાવે છે-આદિશ્વરજી, ૨ એક પોતાના કર્મનો અત કરે છે પણ બીજાનો નહિ-પડિમાધારી, ૩ એક પરના કર્મનો અત કરે પણ પોતાના કર્મનો અત ન કરે-પડવાઇ સમ્યક્દ્રષ્ટિ, ૪ એક પોતાના ને પરના કર્મનો અત ન કરાવે-પાચમા આરાના ભગવાનની આજ્ઞાવિરાધક સાધુ,

આચાર્ય—૧ અદરના તથા બહારના પરિસહ સહે-દેશ થકી તથા સર્વથકી આરાધક, ૨ એક અદરના પરિસહ જીતે પણ બાહિરના સહન કરે નહિ તે દેશથકી વિરાધક અને સર્વથકી આરાધક, ૩ એક બાહિરના પરિસહ સહે ને અદરના ન સહે તે દેશથકી આરાધક ને સર્વથકી વિરાધક, ૪ એક અદર તથા બાહીરના પરિસહ ન જીતે તે દેશથકી તથા સર્વથકી વિરાધક.

સ્વરૂપ—૧ રત્નની આણે સ્વરૂપ, ૨ સત્પુરૂષો સ્વરૂપ ૩ કપૂરવાસિત શખ સ્વરૂપ, ૪ સૂત્ર પ્રમાણે ઉપદેશ

આપનારા સ્વરૂપ

કાળ—૧ ચરકાળ, ૨ નિમિત્તકાળ, ૩ મરણકાળ, ૪ અદ્ધાસમય કાળ

પુરૂષો થોડા-૧ પરના દુઃખે દુઃખી થોડા, ૨ પરનો ઉપકાર કરનારા થોડા, ૩ ગુણગ્રાહી લોકો થોડા, ૪ નિર્ધન પર સ્નેહ રાખનારા થોડા

ઘણા પુરૂષો—૧ પૂર્વદિશામાં ભોગી ઘણા, ૨ પશ્ચિમદિશામાં શોકી ઘણા, ૩ ઉત્તરદિશામા યોગી ઘણા, ૪ દક્ષિણ દિશામા રોગી ઘણા

દેવતા દુઃખ આપે-૧ હાસ્યના કારણથી, ૨ દ્વેષના કારણથી, ૩ ભયના કારણથી, ૪ પરીક્ષાના કારણથી

આહારની ઇચ્છાના કારણ-૧ ઉણોદરીથી, ૨ ક્ષુધા લાગ્યાથી, ૩ આહારની વાત સાભળવાથી, ૪ વાર વાર આહારની વાત સાભળવાથી

જીવને ભય થાય-૧ ઘણા કાયરપણાથી, ૨ મોહના ઉદયથી, ૩ ભયની વાત સાભળવાથી, ૪ વાર વાર ભયની વાત સાભળવાથી

વિષય વાચ્છા થાય-૧ ઘણા લોહીમાંસની પુષ્ટિથી, ૨ ઘણા મોહની કર્મથી, ૩ વિષયની વાત સાભળવાથી, ૪ રાગ રંગ સાભળવાથી

પરિગ્રહ સંજ્ઞા ઉત્પન્ન થાય-૧ ઘણું ધન મેળવવાથી ૨ પરિગ્રહના મોહથી, ૩ પરિગ્રહની વાત સાભળવાથી, ૪ વારવાર પરિગ્રહની વાત સાભળવાથી

ગળણા-૧ પૃથ્વીનું ગળણું ઇર્યાસમિતિ, ૨ મનનુ ગળણું શુભ ધ્યાન, ૩ વચનનું ગળણું નિર્દોષી ભાષા, ૪ સંસારનું ગળણું જાડુ લુગડુ

આચાર્ય-૧ પોતે ભણે બીજાને ભણાવે, ૨ પોતે ભણે બીજાને ન ભણાવે, ૩ બીજાને ભણાવે પોતે ન ભણે, ૪ પોતે ન ભણે બીજાને ન ભણાવે

સાધુ-૧ એક પોતાનું ભરણ પોષણ કરે બીજાનું ન કરે-જીન કલ્પી ૨ એક બીજાનુ ભરણ પોષણ કરે પોતાનું નહિ-પરમ ઉપકારી સાધુ, ૩ એક પોતાનું તથા પરનું બન્નેનુ ભરણ પોષણ કરે-સામાન્ય સાધુ, ૪ એક પોતાનુ તથા પરનુ ભરણ પોષણ ન કરે-દરિદ્રિ સાધુ

દુખ શય્યા-૧ ઉંચી નીચી જગ્યામા સુવાથી દુખ ઉપજે તે દ્રવ્ય દુખ શય્યા, મથમમાં દોષ લગાવે, ભગવતની વાણીના ઉપર શકા કરે, મનના પ્રણામ ઉંચા નીચા રાખે તે પહેલી દુખ શય્યા, ૨ પોતાને પ્રાપ્ત થયેલ વસ્તુમા શકા ન કરે, પરાઇ આશા રાખે, તે બીજી દુખ શય્યા, ૩ દેવ મનુષ્યના ભોગની વાછા કરે તે ત્રીજી દુખ શય્યા,

૪ નાવુ ધોવુ મેલ વિગેરેને નહિ સહન કરી શકે, તે ચોથી દુખ શય્યા

દિક્ષા ને દેવી-૧ રોગીને, ૨ વિષયના લોલુપીને, ૩ ક્રોધીને, ૪ માયાવીને

દેવ જણાય-૧ આખનુ મટકુ નહિ મારવાથી, ૨ પડછાયો નહિ પડવાથી, ૩ પુષ્પ માળા નહિ કરમાયાથી, ૪ જમીનથી ચાર આગુળ ઉંચે હોવાથી

ધર્મ-૧ દાન ધર્મ-ધન્નો શાલીભદ્ર અસખ્ય ઋદ્ધિના ભોગી થયા, ૨ શીયલધર્મ-સુદર્શન શેઠ કલાવતી આદિ, ૩ તપ ધર્મ-દ્રઢપ્રહારી ઢઢણઆદિ ઋષીયો મોક્ષે ગયા, ૪ ભાવ ધર્મ-પ્રસન્નચદ્રરાજર્ષિ, ઇલાચિકુમાર, કપિલકેવલી શિષ્ય, ભરત, મારૂદેવાદિક

અનુષ્ઠાન-૧ પ્રીતિ અનુષ્ઠાન, ૨ ભક્તિ અનુષ્ઠાન, ૩ વચન અનુષ્ઠાન, ૪ અસગ અનુષ્ઠાન

ક્રિયાના દૂષણો-૧ દગ્ધ ક્રિયા, ૨ શૂન્ય ક્રિયા, ૩ અવિધિ ક્રિયા, ૪ અતિપ્રવૃત્તિ ક્રિયા

ભરત મહારાજાએ બનાવેલા ચાર વેદ-૧ સસાર દર્શન વેદ-૨ સસ્થાપન પરામર્શ વેદ, ૩ તત્વાવબોધ વેદ, ૪ વિદ્યાપ્રબોધ વેદ

ગૌતમ-૧-ઇંદ્રભૂતિ-ગૌતમ ગણધર શ્રી મહાવીરસ્વામી મહારાજના શિષ્ય, ૨ ગૌતમ બુધ-તે બૌધમત બૌધધર્મના ચલાવનાર જુદા છે, ૩ ગૌતમ ઋષિ-તે વૈદિકમતમા જુદા થયેલા છે, ૪ ગૌતમ-તે નૈયાયિક મતમાં જુદા થયેલ છે

મૂર્ખો-૧ રોગી છતા પણ ખાવાનો લોલુપી હોય છે-તે મૂર્ખ કહેવાય છે ૨ ઉધરસનો રોગ છતા પણ ચોરી કરવીની ટેવવાળો જે હોય છે તે મૂર્ખ કહેવાય છે, ૩ નિદ્રાળુ છતા પણ પરસ્ત્રીને ઘેર જઈ તેને સેવન કરે તે મૂર્ખ કહેવાય છે, ૪ ધનાઢય છતા પણ કલેશ કરનારો મૂર્ખ કહેવાય છે

પુરૂષો-૧ પુરૂષ જાત-શીલવત, શ્રુતવત, ઉપરત, અવિજ્ઞાતધર્મ, તેને હે ગૌતમ ! મેં દેશઆરાધક કહેલો છે, ૨ પુરૂષ જાત-શ્રુતવત, અશીલવત, અનુપરિત વિજ્ઞાતધર્મ તેને દેશ વિરાધક કહેલો છે, ૩ પુરૂષ જાત-શ્રુતવત, શીલવત, ઉપરત, વિજ્ઞાતધર્મ, તેને સર્વ આરાધક કહેલો છે, ૪ પુરૂષ જાત-અશીલવત, અશ્રુતવંત, અનુપરત, અવિજ્ઞાત ધર્મ, તેને સર્વ વિરાધક કહેલો છે

કથા-૧ પડિતોથી હેતુ દૃષ્ટાંતો સ્યાદ્વાદધ્વનિ યુક્ત પોતાનો મત જે સ્થાપન કરાય છે તે-આક્ષેપણી કથા, ૨ પૂર્વાપર વિરોધતાને ધારણ કરનારા, એવા મિથ્યાદ્રષ્ટિઓના મતને સજ્જનો નિવારણ કરે તે-વિક્ષેપણી કથા, ૩ એવના

શ્રવણમાત્ર કરવાથી, ભવ્ય જીવોને મોક્ષની અભિલાષા થાય તેને વિદ્વાનોએ-સ્ત્ર વેગની કથા કહેલી છે, ૪ જેને વિષે સંસારના ભોગો, અગ, સ્થિતિ, લક્ષણનું, વૈરાગ્યના કારણભૂત, જે વર્ણન કરાય છે, તેને નિર્વેદની કથા કહેલી છે

ભાવના-૧ કોઇપણ પાપકર્મ નહિ, કોઇપણ દુ ખી થાંઓ નહિ, આખું જગત પાપ અને દુ ખથી મુક્ત થાઓ, એવી જે ભાવના હોય છે તે મૈત્રી ભાવના કહેવાય છે, ૨ સમગ્ર દોષોને ત્યાગ કરી, વસ્તુતત્વને જોનારા જીવોના ગુણોને વિષે જે પક્ષપાત કરવો, તે પ્રમોદ ભાવના કહેવાય છે, ૩ દીન, હીન, દુ ખી ભયાકુલ, જીવિતની યાચના કરનારને, સુખ ઉત્પન્ન કરવાનો ઉપાય કરવો તે કારૂણ્ય ભાવના કહેવાય છે, ૪ પાપી ક્રૂરકર્મી, નિ શંકપણે દેવગુરૂ ધર્મનો નિંદક, અને જે પોતાની પ્રશંસા કરતો હોય, તેને વિષે ઉપેક્ષા બુદ્ધિ રાખવી, તે માધ્યસ્થ ભાવના કહેવાય છે

કામ ફલીભૂત થાય છે-૧ ઉત્તમને નમસ્કાર કરવાથી, કામ ફલીભૂત થાય છે, ૨ બલવતનો સાથે સ્નેહ કરવાથી, કામ ફલીભૂત થાય છે, ૩ નીચને કાંઇક આપવાથી કામ ફલીભૂત થાય છે, ૪ બરાબરીયા સાથે પરાક્રમ કરવાથી કામ ફલીભૂત થાય છે

તે ચારેના ઉપર ચાર દ્રષ્ટાંતો-૧ એક વખત એક મારેલા હાથીને ખાવાની એક શીયાલને ઘણા દિવસથી ભાવના હતી

તેવામા ત્યાં સિહ આવ્યો તેને શીયાલે વિવેકથી, તેમજ ભક્તિથી, કહ્યુ કે-આ મડદુ તમારે ખાવા લાયક નથી, કારણકે, તેને ખીજાયે મારેલ છે તે સાભળી સિહ ત્યાથી ચાલ્યો ગયો એવી રીતે સિહ ઉત્તમ હતો, તેની સાથે શીયાલે વિવેક અને ભક્તિથી પોતાનુ કામ ફત્તેહ કર્યુ ૨ એવામા વળી પાછો ત્યા વાઘ આવ્યો, તેને શીયાલે કહ્યુ કે, આ હાથીને મારીને સિહ ન્હાવા ગયેલો છે અને આને સાચવવા માટે મને રખવાળ તરીકે ઈહા રાખેલ છે, આવી રીતે કહેવાથી વાઘ ગયો, એવી રીતે શીયાલે બલવત સાથે ભેદ કરીને, પોતાનુ કામ ફત્તેહ કર્યું, ૩ ત્યાર બાદ ત્યા ચિત્રો આવ્યો તેને શીયાલે કહ્યુ કે-આ વાઘનુ ભક્ષ્ય, છે, માટે થોડુ તમે લ્યો, અને થોડુ મને આપો એમ કહીને થોડુ તેને આપીને, અને થોડુ પોતે લઈને ચિત્રાને જતો કર્યો એવી રીતે નીચને કાઇક આપીને શીયાલે પોતાનુ કામ ફત્તેહ કર્યું, ૪ ત્યારબાદ ત્યા શીયાલિયા આવ્યા તેઓને શીયાલિયાયે એવુ પરાક્રમ બતાવ્યુ કે, તેઓ તેનાથી ભય ભીત થઈને શીઘ્રતાથી ત્યાથી ચાલ્યા ગયા એવી રીતે જે સમાન હતા, તેઓને શીયાલીયાયે પોતાનુ પરાક્રમ દેખાડી ત્યાથી હાકી કાઢીને પોતાનુ કામ ફત્તેહ કર્યું

શ્રાવકસબંધુ ચૌભગી-૧ કેટલાક ઇહલોક હિતકારી, પણ પરલોક હિતકારી નહિ, ૨ કેટલાક શ્રાવક પરલોક હિતકારી,

પણ ઇહલોક હિતકારી નહિ, ૩ કેટલાક શ્રાવક ઇહલોક હિતકારી, તથા પરલોક હિતકારી, ૪ કેટલાક શ્રાવક ઇહલોક હિતકારી નહિ, તેમજ પરલોક હિતકારી નહિ

૧ જે શ્રાવક, સાધુને ભક્ત, પાન, વસ્તુ, વસ્ત્ર, પાત્રાદિક આપે છે પણ શિથિલતાને ધારણ કરનારા સાધુને સારણા ન કરે, તે ઇહલોક હિતકારી કહેવાય, પણ પરલોક હિતકારી કહેવાય નહિ ૨ જે શ્રાવક સંયમને વિષે પ્રમાદ કરનારને સારણા કરે છે, પણ ભક્ત, પાન, વસ્ત્ર, પાત્રાદિક આપતો નથી, તે પરલોક હિતકારી કહેવાય, પણ ઇહલોક હિતકારી કહેવાય નહિ, ૩ જે શ્રાવક સાધુને, ભક્ત, પાન વસ્ત્ર, પાત્રાદિક, પણ આપે છે, તેમજ તેને સારણા પણ કરે છે, તે ઇહલોકે પણ હિતકારી, અને પરલોકે પણ હિતકારી ગણાય છે, ૪ જે શ્રાવક, સાધુને, ભક્ત, પાન, વસ્ત્ર, પાત્રાદિક પણ આપે નહિ, તેમજ સારણા, પણ કરે નહિ, તે ઇહલોકે પણ હિતકારી ન કહેવાય તેમજ પરલોકે પણ હિતકારી ગણાય નહિ

કાલ વિભાગ-૧ દેવકુરૂ, ઉત્તરકુરૂને વિષે સર્વદા સુષમ-સુષમા કાળ, ૨ હરિવર્ષ, રમ્યક ને વિષે સર્વદા સુષમા કાળ, ૩ હિમવત, હૈરણ્યવતને વિષે સર્વદા સુષમદુષમા કાળ ૪ વિદેહક્ષેત્રને વિષે, તથા છપ્પન અંતરદ્વિપને વિષે સર્વદા દુષમસુષમા કાળ

હિંસા-૧ આકુટ્ટી હિંસાતે ભંડ શાદિક કરવા તે, ૨ દર્પ-હિંસા, તે ચડસથી ગાંડી ઘોડા દોડાવવા તે, ૩ કેલ્પહિંસા, તે વિષય સેવન માટે ગોળી માજમ વિગેરે ખાવી તે, ૪ પ્રમાદ હિંસા, તે પ્રમાદથી હિંસા કરવી તે

પાચ પ્રકાર.

નિગ્રંથ-૧ પુલાક, ૨ બકુશ, ૩ કુશીલ, ૪ નિગ્રંથ, ૫ સ્નાતક

અભિગમ-૧ સચિત્તત્યાગ, ૨ અચિત્ત અત્યાગ ૩ એક સાડી ઉત્તરાસંગકરણ ૪ અંજલીકરણ ૫ મનો-વૃત્તિ એકત્ર કરણ

મેરૂ-૧ સુદર્શન જંબુદ્વિપમાં, ૨ વિજય ધાતકીખંડમાં ૩ અચળ પુષ્કરાર્ધમાં, ૪ મંદર ધાતકીખંડે ૫ વિદ્યુન્માલી પુષ્કરાર્ધમાં

શીવમતે પર્વ-૧ પૂર્ણિમા, ૨ અમાવાસ્યા, ૩ વ્યતીપાત, ૪ વૈધૃત, ૫ સંક્રાંતિદિન

જિનમતેપર્વ-૧ અષ્ટમી, ૨ ચતુર્દશી, ૩ પૂર્ણિમા, ૪ અમાવાસ્યા, ૫ કલ્યાણિકની તિથિયો.

શરીર-૧ ઉદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક, ૪ તૈજસ, ૫ કાર્મણ

ચારિત્ર-૧ સામાયિક, ૨ છેદોપસ્થાપનિય ૩ પરિહાર વિશુદ્ધિ, ૪ સૂક્ષ્મ સંપરાય, ૫ યથાખ્યાત

રાજ્યાભિષેક સમયે દિવ્ય-૧ છત્ર, ૨ ચામર, ૩ પૂર્ણકલસ ૪ હસ્તિ, ૫ અશ્વ

અર્હંતપારણે પાંચ દિવ્ય-૧ સુવર્ણવૃષ્ટિ, ૨ ગંધોદક કુસુમવૃષ્ટિ, ૩ સુગંધવાસક્ષેપ, ૪ દેવદુંદુભિ, અહોદાન અહોદાન

કામદેવના બાણ-૧ દ્રષ્ટિ, ૨ દ્રષ્ટિપ્રસર, ૩ પ્રસરેણુરતી, ૪ રતીથી સદ્‌ભાવ, ૫ સદ્‌ભાવથી સ્નેહ પુનઃ-૧ ઉન્માદ, ૨ શોષણ, ૩ તાપન, ૪ તાડન, ૫ મોહન

ધાત્રી-૧ મજ્જન, ૨ મંડન, ૩ ક્રીડાકારક, ૪ અંકધાત્રિ, ૫ સ્તન્ય પાન વા બાલ સખી

પ્રભુત્વપણુ-૧ નાગરિક, ૨ દલ, ૩ દર્શન, ૪ ઇંદ્રિય ૫ માન પ્રભુત્વ

મહોત્સવો-૧ ધર્મ મહોત્સવ, ૨ દ્રવ્ય મહોત્સવ, ૩ કામ મહોત્સવ, ૪ પર્વ મહોત્સવ, ૫ મોક્ષ મહોત્સવ

રાજ્યપાલન-૧ વક્ત્રીત્વ, ૨ આગામિકત્વ, ૩ શાસ્ત્ર સંસ્કાર, ૪ પ્રૌઢતા, ૫ સારસ્વત

નમસ્કાર-૧ ભોજને, ૨ શયને, ૩ જાગરણે, ૪ ચાલતે, ૫ ભયવ્યસને સર્વ કાર્યનો વિષે

મિથ્યાત્વ-૧ અભિગ્રહિક, ૨ અનભિગ્રહિક, ૩ અભિનિવેશિક, ૪ સંસયિક, ૫ અનાભોગિક.

૧ મહારાજ મત રૂડો બીજાનો કાંઈ નહિ એ આપણા મતનો કદાગ્રહ તે અભિગ્રહિક મિથ્યાત્વ, ૨ મિથ્યાશાસ્ત્ર ભણનારા બ્રાહ્મણની પેઠે સર્વ ધર્મ ભલા સર્વ દર્શન સારા ઇત્યાદિક બધા ધર્મને વખાણે તે અનભિગ્રહિક મિથ્યાત્વ ૩, મધ્યસ્થમાની મિથ્યાત્વી ગોપાલાદિકની પેઠે અહંકાર કરી કાંઈક પોતાનો મત થાપે કાંઈક જિનમત થાપે ગોષ્ઠા માહિલ જમાલિ નિન્હવના પેઠે તે અભિનિવેશિક મિથ્યાત્વ, ૪ જે પરમેશ્વરના બોલેલા વચન ઉપર સંદેહ કરે, સાચી ખોટી વસ્તુનો નિશ્ચય ન જાણે, માચા જીવાદિક પદાર્થને વિષે સંદેહ આણે સાચો જૂઠો ન જાણે તે સંસય મિથ્યાત્વ, ૫ એકેંદ્રિય પ્રમુખ સમગ્ર જીવોને અચેતન અજ્ઞાન સર્વકાલ લગે કહેવુ તે અ રસોગિક મિથ્યાત્વ

આચાર–૧ જ્ઞનાચાર, ૨ દર્શનાચાર, ૩ ચારિત્રાચાર, ૪ તપાચાર, ૫ વીર્યાચાર

જીવ કર્મબાધે–૧ આઠમંદ કરવાથી, ૨ વિષય સેવનથી, ૩ કષાયમોહનીથી, ૪ નિદાના કરવાથી, ૫ ચાર પ્રકારની વિકથા કરવાથી

સમક્તિના લક્ષણો–૧ સમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા, ૫ આસ્તિકયતા

સમક્તિના અતિચાર–૧ સમક્તિ ઉપર શકા કરે, ૨ બીજા ધર્મની વછા કરે, ૩ ફળ પ્રત્યે સંદેહ લાવે, ૪ પરદશનના ધર્મની વાછા કરે, ૫ પરદર્શનનો સસ્તવ પરિચય કરે.

સમક્તિના દૂષણ-૧ પ્રથમ મિથ્યાત્વીને બોલાવે, ૨ વાર વાર તેના સામુ જોવે, ૩ તેને પોચાડવા જાય, ૪ વિના પ્રયોજને તેને સ્થાનકે જાય, ૫ વિના પ્રયોજને વારવાર તેને સ્થાનકે જાય

સમક્તિના ભૂષણ-૧ ધર્મ ને વિષે ચતુરાઇ રાખે, ૨ જૈનશાસન દીપાવે, ૩ સારા સાધુની સેવા કરે, ૪ ધર્મ થકી ચલાયમાન થતાને સ્થિર કરે, ૫ સાધુ સાધર્મિકોની વૈયા વચ્ચકરે.

ભગવાનના સમોવસરણમા સમ્યગદષ્ટિ પાચ અભિગમ સાચવે-૧ સચિત્ત દ્રવ્ય દૂર કરે, ૨ અચિત્ત દ્રવ્ય પાસે રાખે, ૩ એક પટ વસ્ત્ર મુખના આડું રાખે, ૪ બન્ને હાથ જોડે, ૫ દ્રષ્ટિ સન્મુખ રાખે

પાચ અભિગમ રાજા સાચવે-૧ છત્ર, ૨ ચામર, ૩ મુકુટ, ૪ ફુલની માળા, ૫ મુખમાથી તાબૂળ દૂર કરે

ધાવ માતા-૧ ખોળામા બેસાડનારી, ૨ સ્નાન મજ્જન કરાવનારી, ૩ વસ્ત્રાલકાર પહેરાવનારી, ૪ સ્તન્યપાન કરાવનારી, ૫ રમાડનારી

નિદ્રા ત્યાગ થાય-૧ સુખે કરીને, ૨ દુખે કરીને, ૩ સ્વપ્ન દેખીને, ૪ નિદ્રાક્ષય થયે, ૫ ક્ષુધા લાગવાથી

પડિક્કમણા-૧ મિથ્યાત્વને ત્યાગ કરી પાપનુ પડિક્કમણુ, ૨ અવિરતિનુ પડિક્કમણુ, ૩ કપાયનુ પડિક્કમણુ, ૪ પ્રમા-

જીવ ધર્મ ન પામે-૧ અહંકારથી, ૨ ક્રોધથી, ૩ રોગથી, ૪ પ્રમાદથી, ૫ આળસથી

ધર્મની પરીક્ષા-૧ ધર્મની ઉત્પત્તિ કયાં ? સત્ય વચન બોલે ત્યાં, ૨ ધર્મની સ્થાપના કયા ? જ્યાં ક્ષમા હોય ત્યાં, ૩ ધર્મની વૃદ્ધિ કયાં ? તપ કરે દાન આપે ત્યાં, ૪ ધર્મની પુષ્ટિ કયાં ? ઉપસર્ગ આવ્યે ચડતા પરિણામ રાખે ત્યાં, ૫ ધર્મનો વિનાશ કયાં ? ક્રોધ માન માયા લોભ લોગ કરે ત્યાં

મિથ્યાત્વ-૧ લૌકિકમિથ્યાત્વ-ગોગો ક્ષેત્રપાલાદિકની-ઇહલોકાર્થે માનતા કરે, તેને પૂજે માને સંસારના સર્વ કાર્ય કરે તે લૌકિકમિથ્યાત્વ, ૨ લોકોત્તર મિથ્યાત્વ-તે દેવગુરુ ધર્મને માનતા પૂર્વક સેવે, ૩ કુપ્રાવચનીક મિથ્યાત્વ-તે યોગી સન્યાસી ઇત્યાદિક કુતીર્થિયોનો માર્ગ સેવે, તે કુપ્રાવચનીક મિથ્યાત્વ, ૪ ઉણાપરિય મિથ્યાત્વ-તે ભગવતની પ્રરૂપણાથકી ઓછી પ્રરૂપણા કરે તે, ૫ અતિરિકત મિથ્યાત્વ-ભગવતની પ્રરૂપણા કરતા વધારે પ્રરૂપણા કરે તે

મિત્યાત્વ—૧ વિપરિત મિથ્યાત્વ-ભગવતનો માર્ગ વિપરિત-હીન કહે, ૨ અક્રિયમિથ્યાત્વ-ક્રિયા સારી માને નહિ સર્વ વસ્તુનું નાસ્તિકપણુ હોય, ૩ અજાણ મિથ્યાત્વ-તે સર્વભાવ ઉલટાપણાથી જાણે, ૪ અવિનય મિથ્યાત્વ-તે ગુણવંતનો અવિનય કરે, ૫ આશાતના મિથ્યાત્વ-તે જ્ઞાન દર્શન ચારિત્રની આશાતના કરે

પાચ સાધુ વદન કરવા લાયક નહિ–૧ પોતાની સ્વેચ્છાયે ચાલનાર, ૨ સયમ વિષે દોષ લગાડનાર, ૩ ગૃહસ્થનો પરિચય કરે તે, ૪ સયમને પાછળ મૂકનાર, ૫ ખરાબ આચાર સેવનાર

ચોમાસામા પાચ કારણે વિહાર થાય–૧ ભયથી, ૨ દુકાળથી, ૩ રાજ્ય ભયથી, ૪ પાણી આવવાથી કરીને પાણી ફરી વળ્યા પછીથી, ૫ અનાર્ય પરિસહ કરે તેથી

ચોમાસામા પાચ કારણે વિહાર કરે તો બાધ નહિ–૧ જ્ઞાન ભણવા માટે, ૨ દર્શન શુદ્ધિ માટે, ૩ ચારિત્ર રક્ષણ માટે, ૪ આચાર્યની વૈયાવચ્ચ માટે, ૫ આચાર્યના કાળ કરવાથી સાધુ સમુદાયની સારવાર માટે

પાચ ઇંદ્રિયોના આકાર–બાહિરના તો અનેક પ્રકાર જાણવા પણ અદરના–૧ શ્રોતેંદ્રિયનો આકાર–કદબના ફુલ જેવો, ૨ ચક્ષુઇંદ્રિયનો આકાર–મસુરની દાળ સરખો, ૪ ઘ્રાણેંદ્રિયનો આકાર–અતિમુક્તક પુષ્પ જેવો, ૪ રસેંદ્રિયનો આકાર–ક્ષુરપ્ર જેવો, ૫ સ્પર્શેન્દ્રિયનો આકાર–નાના પ્રકારનો

પાચ પ્રકારના રજોહરણ–૧ ઉનનો, ૨ ઉટની ઉનનો, ૩ મુજનો, ૪ તૃણનો, ૫ છાલનો.

પાચ પ્રકારના વસ્રો–૧ ઉનનુ, ૨ પાટનુ, ૩ કપાસનુ ૪ શણનુ, ૫ આકડાના રૂઉનુ

પાચની સાથે આહાર પાણી છોડી દેવો–૧ અકાર્ય કરી આલોવે નહિ, ૨ પ્રાયશ્ચિત્ત લે નહિ, ૩ પ્રાયશ્ચિત્ત લઇને રાખી મૂકે, ૪ પ્રાયશ્ચિત્ત પુરૂ કરી આપે નહિ, ૫ ગુરૂથી ઉપરવટ ચાલે.

એક સાધુ એક સાધ્વી સાથે રહે-૧ દુષ્કાળમા માર્ગમા અટવી આવવાથી એકાદ બે રાત્રી રહે તો વાધો નહિ, ૨ નગરમા સ્થાનક નહિ મળવાથી તેમા રહે તો વાધો નહિ, ૩ વિહાર કરતા સૂર્ય આથમી ગયો હોય તો નાગ-કુમાર જક્ષ વિગેરેના મહિમ્મા ભેગા રહે તો વાધો નહિ, ૪ સાધુ સાધ્વી વિહાર કરતા ચોર વસ્ત્ર પાત્ર ખુચી લે તો ભેગા રહેવામા વાધો નહિ ૫ અનાર્ય પુરૂષ ઉપસગ કરે તો શીયળ રાખવાને માટે ભેગા રહે તો હરકત નહિ

પાચ કારણે સાધુ સાધ્વીની સભાળ કરે તો હરકત નહિ-૧ સયમથી, પડેલા મનવાળાને સ્થિર કરવા સારૂ સભાળ કરે, ૨ અત્યત રોગથી પીડિત હોય તેને સ્થિર કરવા સારૂ સભાળ કરે, ૩ વાયુના રોગથી પરવશ હોય તો સ્થિર કરવા સભાળ કરે, ૪ યક્ષના પરવશપણામા પડી હોય તો સ્થિર કરવા સારૂ સભાળ કરે, ૫ પુત્ર તથા તેની માતાયે સયમ લીધેલ હોય તેની સારવાર કરે

પાચ કારણે સાધ્વીનો સઘટો કરે તો ભગવાનની આ જ્ઞાને અતિક્રમણ ન કરે-૧ હાથી સુઢમા ઘાલી સાધ્વીને લઈ જતો હોય તો પકડી રાખવાથી, ૨ ખાડમા પડી જતી હોય તો પકડી રાખવાથી, ૩ પાણિમા હુબતી હોય તો પકડી રાખવાથી, ૪ ભ્રમરી આવતી હોય તો પકડી રાખવાથી, ૫ ચક્રી આવતી હોય ને પડતી હોય તો પકડી રાખવાથી

પાચ પ્રકારના પ્રાયશ્ચિત્ત-૧ ગુરૂ માસ-તે ત્રીશ દિવસનુ, ૨ લઘુમાસ-તે સત્તાવીશ દિવસનુ, ૩ ગુરૂચૌમાસ-તે ત્રીશ દિવસનો માસ ગણીને ચાર માસનું, ૪ લઘુચૌમાસ-તે સત્તાવીશ દિવસનો માસ ગણીને ચાર માસનુ, ૫ આરોપણા તે ફરીને પાચ મહાવ્રત ઉચરે

પાચ પ્રકારની આરોપણા-૧ પઠવિયા-તે ઘણું પ્રાયશ્ચિત્ત માથે આવેલા છે, ૨ ઠવિયા-તે ઘણામાથી પ્રથમનુ પ્રાયશ્ચિત્ત લે તે, ૩ કસિણા-તે જેટલા પ્રાયશ્ચિત્ત ગુરૂ આપે તેને અખંડ પણે પાળે, ૪ અકસિણા-તે ગુરૂએ આપેલપ્રાયશ્ચિત્ત સર્વને ખંડન કરી પૂરા પાડે, ૫ હુડાહેડા તે તુરતનો દંડ તુરત પ્રાયશ્ચિત્ત.

પાચ પ્રકારના માગણ-૧ શર્ક દીન દયામણા વચને કરી માગે અને જમણ વખતે આવે તે અતિથિ માગણ, ૨ કૃપણ ધન ખાય પણ ખર્ચે નહિ તે વિનીપક, ૩ બ્રાહ્મણ માગણ, ૪ કુતરાની પેઠે જુમ જુમી રહીને માગે તે, ૫ શ્રમણ ગુણ રહિત વિનીપક

પાચ પ્રકારના માછલા-૧ પાણીના સામો ચાલે, ૨ પાણીના ઉપર ચાલે, ૩ પાણીના પડખે ચાલે, ૪ પાણીના વચ્ચે ચાલે, ૫ સર્વ પાણીમા ચાલે.

તે દ્રષ્ટાંતે સાધુ ગોચરી પાચ પ્રકારે કરે-૧ સન્મુખ ગોચરી, ૨ સ્થાનકની પૂઠથી, ૩ છેડેથી, ૪ મધ્ય વચ્ચેથી ૫ અનુક્રમે સઘળા ઘરથી

પાંચ પ્રકારના મૂર્ખ—૧ પોતે બોલે ને પોતે હસે તે, ૨ માર્ગમાં ચાલતાં ખાય તે, ૩ કરેલા ઉપકારનો ગણ નહિ તે, ૪ ગઈ વસ્તુનો શોક કરે તે, ૫ બે વાત કરતા હોય ને ત્યાં જાય તે

પાચ વિદ્યા ભણી શકે—૧ વિનીત, ૨ ઉદ્યમવંત, ૩ નિર્મળ બુદ્ધિવાળો, ૪ ઉપયોગવંત, ૫ આજીવિકાવાળો

પાચ પ્રકારે જ્ઞાન આવે—૧ સ્થાનક સરખુ હોય ૨ પુસ્તક હોય, ૩ અવસર દેખીને ભણે, ૪ ગુરૂ શિષ્યમા રાગ હોય, ૫ સહાય હોય

પાચ પ્રકારની ક્રિયા—૧ વિષક્રિયા, ૨ ગરલ ક્રિયા, ૩ અનુષ્ઠાન ક્રિયા, ૪ તદ્દહેતુ ક્રિયા, ૫ અમૃત ક્રિયા

પાચ પ્રકારના વ્યવહાર—૧ આગમ વ્યવહાર, ૨ શ્રુત વ્યવહાર, ૩ આજ્ઞા વ્યવહાર, ૪ ધારણા વ્યવહાર, ૫ જીત વ્યવહાર

પાચ પ્રકારની ક્ષમા—૧ ઉપકાર ક્ષમા, ૨ અપકાર ક્ષમા, ૩ વિપાક ક્ષમા, ૪ વચન ક્ષમા, ૫ ધર્મ ક્ષમા

પાચ ઇંદ્રિયોના નામ—૧ ચરપરી, ૨ અચરપરી, ૩ ગોચરી, ૪ અગોચરી, ૫ ઉછાહી

પાંચ પ્રકારના સ્વાધ્યાયો—૧ કરણે-તપ નિયમ વદ નીદિક અનુષ્ઠાનને વિષે તત્પર, ૨ વિનયે-ગુર્વાદિકના વિનયાર્થે અભ્યુત્થાનાદિકને વિષે નિરંતર પ્રયત્ન શીલ રહે, ૩

અભિનિવેશ-સર્વ પ્રયોજનને વિષે પ્રજ્ઞાપનીય, ૪ શ્રદ્ધાન-ઉત્તમ પ્રકારની ઇચ્છા, ૫ જિનવચનને-સ્વાધ્યાય કરવાને વિષે.

લોક સંજ્ઞા પાચ પ્રકારે—પોતાની મરજી મુજબ આચારોને કલ્પેલા હોય છે તે લોક સંજ્ઞા કહેવાય છે—૧ અપુત્રિયાને ગતિ નથી, ૨ કુતરાઓ યક્ષ રૂપ છે, ૩ બ્રાહ્મણો દેવો છે, ૪ કાગડાઓ પિતૃયો છે, ૫ મયુર ( મોર ) ની પાંખના વાયુથી ગર્ભ રહે છે વિગેરે,

## ૭ પ્રકાર.

છેદ ગ્રંથ-૧ નિશીથ, ૨ માહાનિશીથ, ૩ બ્રહત્કલ્પ, ૪ પંચકલ્પ, ૫ વ્યવહાર, ૬ દશાશ્રુતસ્કંધ,

દર્શન-૧ જૈન, ૨ બૌધ, ૩ સાંખ્ય, ૪ વૈશેષિક, ૫ નૈયાયિક, ૬ ચાર્વાક

બ્રાહ્મણ કર્મ-૧ યજન, ૨ યાજન, ૩ અધ્યયન, ૪ અધ્યાપન, ૫ દાન, ૬ પતિગ્રહ.

શ્રાવક કર્મ-૧દેવપૂજા, ૨ ગુરૂસેવા, ૩ સજ્ઝાય, ૪ સામાયિક, ૫ તપ, ૬ દાન.

પર્વતો-૧ હિમવત, ૨ માહા હિમવત, ૩ નિષધ ૪ નીલવત, ૫ રૂકમી ૬ શિખરી

૭ વસ્ત્ર સાધુને કલ્પે-૧જંગિય ઉર્ણિક, ૨ ભંગીય અતસીમય, ૩ સાણિય, ૪ પાતિય, ૫ ખોમિય, ૬ અર્કતૂલિય, શ્રી ઠાણાંગે

ભગવત અસમર્થ-૧ ભવ્ય જીવને અભવ્ય કરી ન શકે, ૨ અભવ્ય જીવને ભવ્ય કરી ન શકે, ૩ જીવને અજીવપણુ ન કરી શકે, ૪ અજીવને જીવપણું કરી ન શકે, ૫ સુખીને દુખી ન કરી શકે, ૬ દુખીને સુખી કરી ન શકે

છ પ્રકારે સાધુ મુક્તિનો ઘાત કરે—૧ દિક્ષાના મદથી, ૨ સૂત્રના મદથી, ૩ તપસ્યાના મદથી, ૪ શિલ્પ પુસ્તકના લાભના મદથી, ૫ ઘણી પર્ષદાની પૂજાના મદથી, ૬ આદર સન્માન સત્કારના મદથી

છ ક્ષેત્રમા મનુષ્યો ઉપજે—૧ જબુદ્વિપમા, ૨ પૂર્વધાતકીમા, ૩ પશ્ચિમઘાતકીમા ૪ પૂર્વપુષ્કરાર્ધમા, ૫ પશ્ચિમ પુષ્કરાર્ધમા, ૬ અતરદ્વિપમા

છ રાજાએ મલ્લિનાથ પાસે દિક્ષા લીધી-૧ ઈખાગદેશનો પ્રતિબુધરાજા, ૨ કુણાલ દેશનો રૂપી રાજા, ૩ અગ દેશનો ચદ્રછાપરાજા, ૪ કાશી દેશનો શખરાજા, ૫ કુરુ દેશનો અદિનશત્રુરાજા, ૬ પાચાલ દેશનો જીતશત્રુરાજા

મતો—૧ જૈનમા દેવ અરિહત ગુરૂ નિગ્રથ, ૨ બૌધમા દેવ બુધ ગુરૂ પાદરી, ૩ શિવમા દેવ રૂદ્ર ગુરૂ યોગી, ૪ દેવમા દેવ ધર્મ ગુરૂ વૈરાગી, ૫ ન્યાયમા દેવ જગતકર્તા ગુરૂ સન્યાસી, ૬ મીમાસકમા દેવ અલખ ગુરૂ દરવેશ

ઋદ્ધિવત-૧ તીર્થંકર, ૨ કેવલી, ૩ ચક્રવર્તી, ૪ વાસુદેવ ૫ બળદેવ, ૬ ભાવિક આત્મા અતિશયવત સાધુ

૭ વસ્તુ પામવી દુર્લભ છે–૧ મનુષ્યભવ, ૨ આર્ય કુલ, ૩ પચેન્દ્રિયપણુ, ૪ સિદ્ધાંત સાંભળવો, ૫ શ્રદ્ધા આવવી, ૬ સંયમ તપસ્યા ઉપર બળ વીર્ય ફેરવવું

૭ કામ કરવાની શક્તિ નહિ–૧ જીવને અજીવ, ૨ અજીવને જીવ, ૩ પરમાણુનો ભેદ છેદ, ૪ એક સમયમા બે ભાષા બોલવી, ૫ પોતાના કરેલા કર્મ પોતેજ ભોગવવા ૬ લોકની વસ્તુ અલોકમા ન જાય

૭ ઠેકાણે ક્રિયા લાગે–૧ મિથ્યાત્વીને ૨૪ ક્રિયા લાગે ઇર્યાવહી સિવાય, ૨ સમ્યગ્દ્રષ્ટિને ૨૩ ક્રિયા લાગે–મિથ્યાત્વીકી તથા ઇર્યાવહી સિવાય, ૩ શ્રાવકને ૨૨ ક્રિયા લાગે–બન્ને પૂર્વની તથા ત્રીજી અવિરતિ, ત્રણે ક્રિયા સિવાય, ૪ પ્રમાદી સાધુને ૨૧ ક્રિયા લાગે–ત્રણ ઉપરની ચોથી પ્રાણાતિપાતકી એ ચાર સિવાય, ૫ અપ્રમત્ત સાધુને ૨ ક્રિયા લાગે–માયાવત્તકી સાંપરાયિકી, ૬ વીતરાગ સંયમવતને એક ૧ ક્રિયા લાગે–ઇર્યાવહીકી

સમકિતના આગાર–૧ રાજાના આદેશથી, ૨ સ્વજન વર્ગાદિકના આદેશથી, ૩ બળ કરી મનાવવાથી, ૪ દેવતાના યોગથી, ૫ ગુરૂ, માતા પિતાદિકના આદેશથી, ૬ આજીવિકાના નિમિત્તથી એ ઉપરોક્ત ૭ કારણથી કદાચે અસંયતિને માનવા પડે તો દોષ નહિ

સમકિતની જયણા–૧ અન્ય તીર્થિકના ગુણગાન ન કરે, ૨ અન્ય તીર્થિકને વંદે પૂજે નહિ, ૩ અન્ય તીર્થિકે બો-

લાવ્યા વિના બોલે નહિ, ૩ તેના જોડે આલાપ સલાપ કરે નહિ, ૫ અન્ય તીથિકને ધર્મ નિમિત્તે આહાર પાણી ન આપે, ૬ અન્યને ધર્મ બુદ્ધિથી વસ્ત્ર પાત્ર ન આપે

સમકિતની સ્થાપના-૧ જીવાદિક નવ પદાર્થ ચિંતવે, ૨ કર્મથી જીવની ઉત્પત્તિ વિનાશ, ૩ આત્મા શુભ કર્મના કર્તા, ૪ પોતાના કરેલા કર્મનો પોતેજ ભોકતા, ૫ કર્મને ભોગવી મુકત થઇ શકે, ૬ મોક્ષ અને મોક્ષનો ઉપાય આત્માજ છે

છ પ્રકારે પલીમંથ-૧ કુચેષ્ટા કુતુહલ કરે તે સંયમનો પલિમંથ, ૨ અલીક અસત્ય કહે તે સત્યનો પલિમંથ, ૩ આઘો પાછો થઇ દ્રષ્ટિ ફેરવે તે ઇર્યાસમિતિનો પલિમંથ, ૪ ગૌચરીને વિષે તણુલણાટ કરે તે એષણા સમિતિનો પલિમથ, ૫ ઇચ્છાનો રોધ ન કરે તે નિર્લોભિપણાનો પલિમથ, ૬ તપ કરીને નિયાણું કરે તે મોક્ષનો પલિમથ

છ પ્રકારે સરખું પાપ આવે-૧ પ્રાણાતિપાત સેવે નહિ, ને બીજાને સેવવાવાળો કહે, ૨ મૃષાવાદ બોલે નહિ ને બીજાને બોલાવવાવાળો કહે, ૩ અદત્તાદાન લે નહિ ને બીજાને લેવાવાળો કહે, ૪ મૈથુન સેવે નહિ ને બીજાને સેવવવાળો કહે, ૫ દાસ નહિ ને દાસ સરિખો વચન કહે તેને, ૬ નપુશક નહિ ને નપુસક સરિખા વચન કહે તેને

છ કારણે સાધુ આહાર લે-૧ ક્ષુધા વેદની શમાવા માટે, ૨ ઉપસર્ગ આવ્યાથી, ૩ બ્રહ્મચર્ય રાખવા માટે, ૪ જીવોની

દયા પાળવા માટે, ૫ તપસ્યા કરવા માટે, ૬ જાવ જીવ અણુસર કરવા માટે,

છ પ્રકારે વાદ કરે—૧ સામાને પાઠો પાડવા વાદ કરે, ૨ સામાની વાત સાભળીને વાદ કરે, ૩ સામાને મન ગમતા વચન બોલીને વાદ કરે, ૪ સભાને વેરી ગણીને વાદ કરે, ૫ તેના પેટના અદર પેસીને વાદ કરે, ૬ તેના ભેગો થઈને વાદ કરે

છ પ્રકારે સમકિત છાડી મિથ્યાત્વ આદરે—૧ અરિહતના અવર્ણવાદ બોલવાથી સમ્યકત્વ છાડી મિથ્યાત્વ મેળવે, ૨ અરિહત પ્રરૂપિત ધર્મના અવર્ણવાદ બોલવાથી સમ્યકત્વ વમન કરી મિથ્યાત્વ મેળવે, ૩ આચાર્ય ઉપાધ્યાયના અવર્ણવાદ બોલવાથી સમકિત વમીને મિથ્યાત્વને મેળવે, ૪ ચતુર્વિધ સઘના અવર્ણવાદ બોલવાથી સમ્યકત્વ વમીને મિથ્યાત્વ મેળવે, ૫ યક્ષના વશથી સમ્યકત્વ છાડે અને મિથ્યાત્વ મેળવે, ૬ મોહના વશથી ઉન્મદપણાથી સમ્યકત્વ છાડી મિથ્યાત્વને ઉપાર્જન કરે

છ પ્રકારે જીવ રાગ દ્વેષ કરે—૧ સાભળવાને માટે, ૨ દેખવાને માટે, ૩ સુઘવાને માટે, ૪ સ્પર્શને માટે, ૫ ખાવાને માટે, ૬ મનને માટે

નરકગતિમાથી આવેલાના છ લક્ષણો—૧ કાળો હોય, ૨ કલેશી હોય, ૩ રોગી હોય, ૪ અતિશયશીળ હોય, ૬ ક્રોધી હોય.

તિર્યંચમાથી આવેલાના છ લક્ષણો—૧ લોભી હોય, ૨ કપટી હોય, ૩ જૂઠો હોય, ૪ અતિભુખાળુ હોય, ૫ મૂર્ખ હોય, ૬ મૂર્ખના જોડે પ્રીતિ કરનાર હોય

મનુષ્યમાથી આવેલાના છ લક્ષણો-૧ સુભાગી હોય, ૨ મીઠા વચનવાળો હોય, ૩ દાતાર હોય, ૪ સરલ હોય, ૫ ચતુર હોય, ૬ ચતુરના સાથે પ્રીતિવાળો હોય

દેવગતિમાથી આવેલાના છ લક્ષણો-૧ સત્યવાદિ દ્રઢધર્મી હોય, ૨ દેવગુરૂનો ભક્ત હોય, ૩ ધનવાન હોય, ૪ રૂપવાન હોય, ૫ પંડિત હોય, ૬ પંડિતના જોડે પ્રીતિ કરનાર હોય

નકારના છ લક્ષણ-૧ આંખો મીંચે, ૨ આડુ દેખે, ઉચુ નીચુ દેખે ૪ જમીન ખોતરવા લાગે, ૫ બીજાના જોડે વાત કરવા માડે, ૬ મૌન પકડે-કામ વિલબ કરે

અવસર્પિણી કાળના છ આરા-૧ સુષમસુષમા, ૨ સુષમા, ૩ સુષમદુષમા, ૪ દુષમસુષમા, ૫ દુષમા ૬ દુષમદુષમા

ઉત્સર્પિણીના છ આરા-૧ દુષમદુષમા, ૨ દુષમા, ૩ દુષમસુષમા, ૪ સુષમદુષમા, ૫ સુષમા ૬ સુષમસુષમા

છ કારણે છ કાયના જીવોની હિંસા કરે છે-૧ જીવવાને માટે, ૨ પ્રશસાને માટે, ૩ માનને માટે, ૪ પૂજાને માટે, ૫ જન્મ મરણને માટે, ૬ દુખ નિવારણ માટે

છ પ્રકારે લેશ્યાના પરિણામ-૧ કૃષ્ણ લેશ્યાવાળાના હિંસાના પરિણામ હોય, ૨ નીલ લેશ્યાને ચોરી કરવાના પરિણામ હોય, ૩ કાપોત લેશ્યાવાળાને મૈથુનના પરિણામ

હોય, ૪ તેજો લેશ્યાવાળાને તપસ્યા કરવાના પરિણામ હોય, ૫ પદ્મ લેશ્યાવાળાને દાન કરવાના પરિણામ હોય, ૬ શુકલ લેશ્યાવાળાને મોક્ષે જવાના પરિણામ હોય,

૬ કાયાના નામ–૧ ઇંદિથાવર કાય, ૨ બભીથાવર કાય ૩ શીપિકાય, ૪ સુમીકાય, ૫ પીયાવચકાય, ૬ જગમકાય

ષટ્ રી-૧ એકલ આહારી, ૨ ભૂમિ મસ્તારી, ૩ પાદ ચારી, ૪ શુદ્ધસમ્યકત્વધારી, ૫ બ્રહ્મચારી, ૬ સચિત્તપરિહારી

૬ પ્રકારના મતો-૧ જૈન મતવાળા જેને કર્મ કહે છે, ૨ સાંખ્ય મતવાળા જેને પ્રકૃતિ કહે છે ૩ વેદાંતિકો જેને માયા કહે છે, ૪ નૈયાયિક વૈશેષિક જેને અદૃષ્ટ કહે છે, ૫ બૌધ મતવાળા જેને વાસના કહે છે, ૬ કોઇ કોઇ, જેને ઇશ્વરની લીલા કહે છે

અંતરંગ શત્રુઓ-૧ કામ-પરસ્ત્રી ઉપર દુષ્ટ વિચાર તે કામશત્રુ કહેવાય, ૨ ક્રોધ-પરના તથા પોતાના કષ્ટનો વિચાર કર્યા શિવાય, ક્રોધ કરવો તે ક્રોધશત્રુ કહેવાય, ૩ લોભ સતપાત્રને વિષે દાન આપવુ નહિ, અને કારણ વિના પારકા ધનનુ હરણ કરવુ તે લોભશત્રુ કહેવાય, ૪ માન-દુષ્ટ હઠ કદાગ્રહમાં મગ્ન થવુ, તેમજ યુક્ત અયુક્તનો વિચાર ન કરવો તે માનશત્રુ કહેવાય, ૫ મદ-કુલ, બળ, રૂપ, ઐશ્વર્ય, તપ, વિદ્યા આદિનો મદ કરવો તે મદશત્રુ કહેવાય ૬ હર્ષ-કોઇપણ પ્રકારના નિમિત્ત કારણ વિના નાહક બીજાના જીવોને દુઃખ ઉત્પન્ન કરીને તથા શીકાર,

સાતનો વિશ્વાસ ન કરવો-૧ દુષ્ટનો, ૨ વ્યસનાસકતનો, ૩ અસત્યવાદિનો, ૪ પોતાની સ્ત્રીનો, ૫ પાણીનો, ૬ અગ્નિનો ૭ વિરૂદ્ધ પુત્રનો

ક્ષેત્રો સાત-૧ ભરત, ૨ હિમવત, ૩ હરિવર્ષ, ૪ મહા વિદેહ, ૫ રમ્યક, ૬ હૈરણ્યવત, ૭ ઐરવત

સાત સુપાત્ર ક્ષેત્ર-૧ જિનભુવન, ૨ જિનબિંબ, ૩ પુસ્તક, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક, ૭ શ્રાવિકા

સાત વ્યસન-૧ જુગાર, ૨ માસ, ૩ મદિરા, ૪ શિકાર, ૫ વેશ્યા, ૬ પરસ્ત્રી, ૭ ચોરી

સાત ભય-૧ ઇહલોકભય, ૨ પરલોકભય, ૩ આદાન ભય ૪ અકસ્માતભય, ૫ આજિવિકાભય, ૬ અપયશભય, ૭ મરણભય

સાત દ્વિપો-૧ જંબુ, ૨ પુષ્કલ, ૩ કુરૂ ૪ કુવ ૫ સાલ્વી ૬ ગોમેધ, ૭ પુષ્કર

સમુદ્રસાત-૧ લવણ, ૨ ક્ષીર, ૩ દધિ, ૪ ઘૃત ૫ ઇક્ષુ, ૬ મધુ ૭ અરૂણવર,

સાત ઇતિ-૧ અતિવૃષ્ટિ, ૨ અનાવૃષ્ટિ, ૩ મુષક, ૪ તીડ ૫ સૂડા ૬ સ્વદેશનેના, ૭ પરદેશસેના

સેના સાત-૧ હાથી, ૨ ઘોડા, ૩ રથ, ૪ પાયદળ, ૫ વૃષભ, ૬ વર્તક, ૭ ગંધર્વ

નીતિ સાત-૧ ગજસ્વામી, ૨ અમાત્ય, ૩ દેશ, ૪ દુર્ગ, ૫ ભંડાર, ૬ સૈન્ય, ૭ મંત્ર

પુનઃ સાત-૧ દેશ, ૨ દુર્ગ, ૩ મ ત્રી, ૪ નૃપતિ, ૫ મિત્ર, ૬ સૈન્ય, ૭ ભ ડાર

સાત વિદ્યો ૧ ધન્વતરિ, ૨ દયો, ૩ દાસ, ૪ કંસરાજા, ૫ અશ્વિ, ૬ નકુલ, ૭ સહદેવ સાતે વ્યાધિ હણનારા

સાત ઋષિ–૧ ગૌતમ, ૨ અત્રિ, ૩ ભારદ્વાજ, ૪ વિશ્વામિત્ર, ૫ સસ્યપા ૬ યમદગ્નિ, ૭ વશિષ્ટ

સાત પ્રકારની કીર્તિ ૧ દાનકીર્તિ, ૨ પુણ્યકીર્તિ, ૩ વિદ્વજ્જન કીર્તિ, વકતૃત્વકીર્તિ, ૫ કાવ્યકીર્તિ ૬ વર્ણન કીર્તિ, ૭ શૌર્યકીર્તિ

સાત પ્રકારનુ ઉત્તમપણુ-૧પ્રિયાલાપ, ૨ અર્થભાષણ, ૩ સ્વપરાર્થ કરણ, ૪ અવિકથ્થન, ૫ પરદારવર્જન, ૬ કૃતજ્ઞતા, ૭ પરલોકચિ તા

સાતને સુતા જગાડવા નહિ-૧ સર્પ, ૨ સિંહ, ૩ રાજા, ૪ ગોવાળ, ૫ બાળક, ૬ પરશ્વાન, ૭ મૂર્ખ

સાતને સુતા જગાડવા-૧ તૃષિત, ૨ ક્ષુધિત, ૩ કાર્યાર્થી, ૪ વિદ્યાર્થી, ૫ ગુરૂપોષક, ૬ ભ ડારી, ૭ પર્વરૂચ

ગૃહસ્થોને સાત સ્થાને મૌન-૧ ભોજને, ૨ વમને, ૩ સ્નાને, ૪ મૈથુને, ૫ મલમોચકે, સામાયિકે, ૭ દેવાર્ચામા.

સાધુને સાત સ્થાનકે મૌન-પડિક્કમણે, ૨ ગમતે, ૩ ભોજને, ૪ પડિલેહણે, ૫ વડીનીતિમા ૬ લઘુનીતિમા, ૭ અહણે

ઋધ્ધિ સાત-૧.જ્ઞાન, ૨ ધ્યાન, ૩ યોગ, ૪ વિજ્ઞાન, ૫ પ્રાત્ર-સગ્રહ ૬ નરેદ્રત્વ ૭ સર્વજ્ઞત્વ

સપ્તવિધ ભુક્તિ-૧ આહાર ભુક્તિ, ૨ શ્રૃગાર ભુક્તિ, ૩ દ્રવ્ય, ૪ કામ, ૫ પરિવાર, ૬ ઐશ્વર્ય, ૭ પ્રભુત્વ ભુક્તિ,

પરસમયે સાત દ્વિપ નામ(શિવમત)-૧ જબુદ્વિપ, ૨ રસ-દ્વિપ ૩ મધ્યક, ૪ કુસ, ૫ ક્રૌચ, ૬ શાલ્મલ, ૭ ગોમય

સાત ધાતુ-૧ લોહુ, ૨ જસત, ૩ તાબુ, ૪ સીસુ, ૫ પિત્તલ, ૬ રૂપુ, ૭ સોનુ

સાત સમ્યક્ત્વ-૧ ઉપશમ, ૨ શાસ્વાદન, ૩ મિશ્ર, ૪ વેદક, ૫ રૂચક, ૬ ક્ષયોપશમિક, ૭ ક્ષાયિક

શ્રાવકના સાત ગલણા-૧ પાણી, ૨ ખારો, ૩ આછણ, ૪ છાશ, ૫ ઘી, ૬ તેલ, ૭ ચૂર્ણ

સાધુના સાત મારણધેત્રો-૧ કુશિષ્યો, ૨ કુશ્રાવકો, ૩ ચૌર, ૪ અગ્નિ, ૫ પાણી, ૬ મૂષક, ૭ ધાડપાડુ

નય સાત-૧ નૈગમ-જેવુ દેખે તેવુ બોલે, ૨ સગ્રહ-ભાવ જણાવે, ૩ વ્યવહાર-લોક માર્ગ બોલે, ૪ ઋજુસૂત્ર-વિશેષ છાડે, સામાન્ય કહે, ૫ શબ્દ નય-ભાવ જાણી બોલે ૬ સમભિરૂઢ-સામાન્ય છાડે, વિશેષ કહે ૭ એવભૂત-નિશ્ચય કહે એકેક નયના ભેદો ૧૦૦ પ્રકારે, એવ ૭૦૦ પ્રકારે બીજે આદેશે પ્રકાશતરે ૫૦૦ પ્રકારે

સાતવાર ચૈત્યવદન-૧ પડિલેહણે, ૨ દેસારે ૩ પચ્ચ-ખ્ખાણ પારતા, ૪ ભોજન પછી, ૫ પડિક્કમણે, ૬ સથા

રા વખતે, ૭ પ્રભાતે-પડિક્કમણે તેમાંથી શ્રાવકને ૩-૫ ૭ જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ હોય છે

ચૈત્યવંદન-૧ જઘન્ય વંદન બે હાથ જોડી માથે લગાવે પંચાગ પ્રમાણ કરે તે, ૨ અરિહંત ચેઇયાણં કહી કાઉસ્સગ્ગ કરી થોય કહે તે મધ્યમ ચૈત્યવંદણો, ૩ પાચે શક્રસ્તવે અગર બે શક્રસ્તવે વિશેષ પ્રકારે યથાર્થ રીતે કરે તે ઉત્કૃષ્ટ ચૈત્યવંદણો

| | | |
|---|---|---|
| કુળકર સાત-૧ વિમલવાહન | ૯૦૦ ધનુષ્ય | દેહમાન, |
| ૨ ચક્ષુષ્મંત | ૮૫૦ ધનુષ્ય | દેહમાન, |
| ૩ યશમંત | ૮૦૦ ધનુષ્ય | દેહમાન, |
| ૪ અભિચંદ્ર | ૭૫૦ ધનુષ્ય | દેહમાન, |
| ૫ પ્રસેનજિત | ૭૦૦ ધનુષ્ય | દેહમાન, |
| ૬ મરૂદેવ | ૬૫૦ ધનુષ્ય | દેહમાન, |
| ૭ નાભિ | ૫૨૫ ધનુષ્ય | દેહમાન, |

સાત કુલકર પત્નિ-૧ ચંદ્રયશા, ૨ ચંદ્રકાંતા, ૩ સરૂપા, ૪ પડિરૂપા, ૫ ચક્ષુકાંતા, ૬ શ્રીકાંતા, ૭ મારૂદેવા

ચેડા માહારાજાની સાત પુત્રિયો-૧ પ્રભાવતી ઉદાયન રાજાને આપી, ૨ પદ્માવતી દધિવાહન રાજાને આપી, ૩ મૃગાવતી શતાનીક રાજાને આપી, ૪ શિવાદેવી ચંડપ્રદ્યોતન રાજાને આપી, ૫ જ્યેષ્ટા નંદીવર્ધન રાજાને આપી, ૬ સુજ્યેષ્ટા દિક્ષા લીધી, ૭ ચેલણા શ્રેણિક માહારાજાને આપી

ભય-૧ ઈહલોક ભય- તે પોતપોતાની જાતિવાળાથી ભય ધારણ કરે, જેમકે દેવને દેવનો ડર, મનુષ્યને મનુષ્યનો ડર, તિર્યંચને તિર્યંચનો ડર, નારકીને નારકીનો ડર વિગેરે, ૨ પરલોક ભય-તે પરનાથી ભય ઉપજે, જેમકે દેવથકી મનુષ્યને ભય, તિર્યંચથી મનુષ્યને ભય, અગર પરલોકના દુઃખ સાંભળીને ભય ઉત્પન્ન થાય તે, ૩ આદાનભય-ધન ધાન્યાદિક વસ્તુ ચોરાદિક ઉપાડી જશે તેનો ભય થાય તે, ૪ અકસ્માત્ ભય-વીજળી રણુસ આમાદિકના શબ્દને સાંભળી જે ભય ઉત્પન્ન થાય તે, ૫ આજીવિકાનો ભય, ૬ મરણનો ભય, ૭ અપયશ ભય-અપયશથી ભય ઉત્પન્ન થાય તે

વિનય-૧ જ્ઞાન વિનય, ૨ દર્શન વિનય, ૩ ચારિત્ર વિનય, ૪ મન વિનય, ૫ વચન વિનય, ૬ કાય વિનય, ૭ લોકોપચાર વિનય

સાતે નિન્હવો કુશિષ્ય-૧ જમાલી, ૨ મણુનામા, ૩ અવતી, ૪ ત્રિરાશી, ૫ ગંગિત, ૬ ગુહિલ, ૭ ગોષ્ટામાહિલ

૧ જમાલિ નિન્હવ-ઘણા સમય લાગે ત્યારે કાર્ય ઉત્પન્ન થાય પણ કરવા માંડયો તે કર્યો નહિ એવી બુદ્ધિવાળો, ૨ તિષ્ય ગુપ્ત-તે છેલ્લો એક પ્રદેશી જીવ માને, અસંખ્યાત પ્રદેશી જીવ માને નહિ, ૩ આષાડમતિ-તે જીવ અજીવ નોજીવ ત્રિરાશી માનનાર ૪ આસમત-ને કેણ જાણે સાધુ કોણ ને દેવતા કોણ, ૫ ગાંગેય તે એક સમયમાં બે ક્રિયા

માનનાર ૬ ગુહિલ–તે જીવકર્મનો બંધ માને, અબંધ માને નહિ, ૭ ગૌષ્ટામાહિલ–તે ક્ષણ ક્ષણ પ્રત્યે નવા જીવો માને

સુખ–૧જૈનધર્મની પ્રાપ્તિ, ૨ સારા શરીરવાળો, ૩ રોગ રહિત શરીર, ૪ ધમ કરનાર, ૫ સારા ઠેકાણે રહેનાર ૬ નિર્મળ પ્રણામ, ૭ પુન્ય કર્મના યોગે દુઃખથી મુક્ત

સાધુ ભાષા–૧ થોડુ બોલે, ૨ મીઠું મધુર બોલે, ૩ વિચારીને બોલે, ૪ કામ પડયે બોલે, ૫ નિરવદ્ય વચન બોલે, ૬ કપટ રહિત બોલે, ૭ સૂત્ર સિદ્ધાંતને અનુસારે બોલે

સાંભળવાના સાત પ્રકાર–૧ બોલ્યા વિના સાંભળે, ૨ હુંકારો જીકારો દે, ૩ ઇચ્છે, ૪ વિશેષ ઇચ્છે, ૫ પૂછે, ૬ પ્રમાણ કરે, ૭ નિશ્ચયકરીને ધારણ કરે

સર્વ જીવ સાત પ્રકારના છે–૧ એકેંદ્રિય સૂક્ષ્મ, ૨ એકેન્દ્રીય બાદર, ૩ બેઇંદ્રિય, ૪ તેઇંદ્રિય, ૫ ચૌરિંદ્રિય, ૬ અસંજ્ઞી પચેન્દ્રીય ૭ અસંજ્ઞી પચેન્દ્રીય

સાત પ્રકારના દંડ–૧ હકાર, ૨ મકાર, ૩ ધિક્કાર, ૪ વચ્ચેથી તિરસ્કાર ૫ રોકી રાખે, ૬ કેદખાનમાં નાંખે, ૭ નીક કાન કાપે

પૈસાના સાત પ્રકારે ભય–૧ રાજાનો ભય, ૨ ચોરનો ભય, ૩ કુટુંબનો ભય, ૪ અગ્નિનો ભય, ૫ પાણીનો ભય, ૬ ભાગીદારનો ભય, ૭ વિનાશનો ભય

પદ્વીયો–૧ આચાર્યની, ૨ ઉપાધ્યાયની, ૩ સ્થવિરની, ૪ પ્રવર્તકની, ૫ ગણીની, ૬ ગણધરની, ૭ ગણાવચ્છની.

ગોચરી–૧ ક્ષીરગોચરી–આહાર પાણી કલ્પનીય દોષ રહિત લાવે, ૨ અમૃત ગોચરી–યાચના કર્યા વિના માગ્યા વિના અચિત્ત આહાર મળે, ૩ મધુકર ગોચરી–ભ્રમરના પેઠે ફરી સ્વલ્પ સ્વલ્પ લઈ આત્માને તૃપ્ત કરે, પરને પીડા ઉત્પન્ન ન કરે, ૪ રૂદ્ર ગોચરી–ડરીને લાવે, ૫ અજગરની ગોચરી–એકજ ઘરેથી લાવે, ૬ ગૌ ગોચરી–દરેક ઘરેથી થોડું થોડુ લ્યે, ૭ ગર્દ્ધા ગોચરી–એકજ ઘરેથી તમામ લ્યે

કથા–૧ રાજકથા, ૨ દેશકથા, ૩ સ્રીકથા, ૪ ભક્તકથા, ૫ જ્ઞાન ભેદકથા, ૬ દર્શન ભેદકથા, ૭ ચારિત્ર ભેદકથા

આયુષ્ય ઘટે–૧ ત્રાસ પામવાથી, ૨ તરવાર શસ્રોથી, ૩ મંત્ર તંત્રના યોગથી, ૪ ઘણા આહારથી, ૫ શૂળાદિક વેદનાથી, ૬ સર્પાદિકથી, ૭ પોતાના શ્વાસોશ્વાસ ઘટી જવાથી

દુખો–૧ ઘર આગળે ઝાડ, ૨ પાડોસી ચાડ, ૩ ઘર આગળે કુવો, ૪ દીકરો જુગારી, ૫ માથે દેવુ ઘણુ, ૬ ઘણી કન્યા, ૭ પંડિતની સંગતિ નહિ

કુવ્યવસન–૧ જૂગાર, ૨ માસ, ૩ મદિરા, ૪ શીકાર, ૫ પરસ્રી, ૬ વેશ્યા, ૭ ચોરી

ગાઢ દુષમકાળ–૧ મેઘ અકાળે વરસે, ૨ મેઘ કાળે વરસે નહિ, ૩ અસાધુની પૂજા, ૪ સાધુની પૂજા નહિ, ૫ ભોગીને

માને નહિ; ૬ મનમા ચિંતા ઘણી, ૭ વચન ઘણા ખરાબ સાભળવાથી દુઃખ.

ગાઢ સુષમકાળ–૧ કાળે મેઘ વરસે, ૨ અકાળે મેઘ ન વરસે, ૩ સાધુની પૂજા, ૪ અસાધુની પૂજા નહિ, ૫ પુત્ર શિષ્યો માબાપ ગુરૂનો વિનય ઘણો કરે સમકિત મેળવે, ૬ મનમા શાન્તિ ઘણી, ૭ વચનની પણ ઘણી શાન્તિ

શરીરના સાત પ્રકારના વિનય–૧ જયણાથી ઉભો થાય, ૨ જયણાથી બેસે, ૩ જયણાથી ચાલે, ૪ જયણાથી ભોજન કરે, ૫ જયણાથી સુવે, ૬ જયણાથી બોલે, ૭ જયણાથી ઉલ્લંઘન કરે

સર્વાર્થ સિદ્ધ વિમાનના ચંદ્રવાના સાત ઘેરાવામા ૨૫૩ મોતીયો–એક વચમા

| | | | | |
|---|---|---|---|---|
| મોતીયો–એક વચમા | | ૬૪ | મણનુ મોતી | ૧, |
| ૨ તેની ચારે બાજુ | ૩૨ | ૩૨ | મણના મોતી | ૪, |
| ૩ તેની ચારે બાજુ | ૧૬ | ૧૬ | મણના મોતી | ૮, |
| ૪ તેની ચારે બાજુ | ૮ | ૮ | મણના મોતી | ૧૬, |
| ૫ તેની ચારે બાજુ | ૪ | ૪ | મણના મોતી | ૩૨, |
| ૬ તેની ચારે બાજુ | ૨ | ૨ | મણના મોતી | ૬૪, |
| ૭ તેની ચારે બાજુ | ૨ | ૨ | મણના મોતી | ૧૨૮, |
| સર્વ મળીને | | ૮૩૨ | મણના મોતી | ૨૫૩ |

સ્વર–૧ ષડજ, ૨ ઋષભ, ૩ ગાંધાર, ૪ મધ્યમ, ૫ પચમ, ૬ ધૈવત, ૭ નિષાદ

પસામા સાત રહેલા છે-૧ પૃથ્વી, ૨ અગ્નિ ૩ પાણી, ૪ દેવતા, ૫ કુટુબ, ૬ રાજા, ૭ ચોર

સાત પ્રકારના ગળણા શ્રાવકોને રાખવાના-૧ જલનુ, ૨ ખારનુ, ૩ આછણનુ, ૪ છાશનુ, ૫ ઘીનુ, ૬ તેલનુ, ૭ ચૂર્ણ (લોટ) નુ.

શ્રાવકોને સાત પ્રકારના ધોતિયા રાખવાના-૧ સામાયિક પ્રતિક્રમણ કરવાનુ, ૨ દેવપૂજા કરવાનુ, ૩ ભોજન કરવાનુ, ૪ બજારમા પહેરીને ફરવાનુ, ૫ રાત્રિયે સુતિ વખતે પહેરવાનુ, ૬ વડીનીતિ ( જગલ ) જવાનુ, ૭ દેવપૂજા વખતે પહેરીને ન્હાવાનુ

સાત ઉપાયથી આજીવિકો ચાલે-૧ વ્યાપારથી, ૨ વિદ્યાથી, ૩ ખેતીથી, ૪ શિલ્પકળાથી, ૫ પશુ પાળવાથી, ૬ સેવા કરવાથી, ૭ ભિક્ષા માગવાથી

૧ વાણિઆઓનો વ્યાપારથી, ૨ વૈદ્યોની વૈદ્ય વિદ્યાથી, ૩ કુટુબિયોની ખેતીથી, ૪ ગોવાળીયાની પશુ પાળવાથી, ૫ ચિત્રકારોની ચિત્રકળાથી, ૬ સેવકોની સેવા કરવાથી, ૭ ભિક્ષુકોની ભિક્ષા માગવાથી

દાન આપતા સાત કારણો-૧ ભયદાન-જો હુ દાન નહિ આપુ તો શ્રાપ દેશે અગર લોકોને વિષે મ્હારૂ ખરાબ બોલેશે તેવા ભયથી દાન આપવુ તે, ૨ લોભદાન-જો હુ ધન આપીશ તો ઈહભવ પરભવને વિષે મને સમૃદ્ધિ મળશે

તેવા પ્રકારના લોભથી દાન આપવુ તે, ૩ પરીક્ષાદાન-આ વ્યકિત લોભ રહિત સભળાય છે માટે હુ આપુ તે લે છે કે નહિ તેવા પ્રકારની પરીક્ષા કરવા દાન આપે તે, ૪ કારૂણ્યદાન-જો હુ દાન નહિ આપુ તો આ બિચારાનો નિર્વાહ કેમ થશે એવા પ્રકારે કારૂણ્ય ભાવથી દાન આપે તે, ૫ સમૃદ્ધિદાન-અમુકે દાન આપ્યુ અને હુ શુ તેનાથી કમ કયા છુ એવી રીતે હુશા તુશાથી મત્સર ધરીને દાન આપે તે, ૬ કીર્તિદાન-ગ્રહણ કરનારના સુખથી અગર બીજાના સુખથી પોતાની પ્રશંસા સાભળવાના ઈરાદાથી દાન આપે તે, ૭ પ્રશ્નાર્થિદાન-જો હુ દાન આપીશ તો જ્યોતિષ નિમિત્તા દિક કાઇક કહેશે એવા ઈરાદાથી દાન આપે તે

આઠ પ્રકાર.

અષ્ટપ્રવચન માતા-૫ સમિતિ, ૩ ગુપ્તિ

મદસ્થાન-૧ જાતિમદે-હરિકેશી, ૨ કુલમદે-મરિચિ, ૩ બળમદે-સંભૂતિ, ૪ રૂપમદે-સનતકુમાર, ૫ તપમદે-કુરગડુ, ૬ ઋદ્ધિમદે-દશાર્ણભદ્ર, ૭ જ્ઞાનમદે-સ્થુલિભદ્ર, ૮ લાભ મદે-સુભૂમચક્રી

પૂજા-૧ વરજલોદક, ૨ ચંદન, ૩ અક્ષત, ૪ કુસુમ, ૫ નૈવેદ્ય, ૬ દીપક, ૭ ધૂપ, ૮ ફુલ

પિગલ શાસ્ત્રે આઠ ગણ-૧ મગણ, ૨ નગણ, ૩ ભગણ, ૪ યગણ, એ સારા, ૫ રગણ, ૬ સગણ, ૭ તગણ, ૮ જગણ એ ખરાબ

માંગલિક આઠ-૧ દર્પણ, ૨ વર્ધમાન, ૩ કલશ, ૪ મત્સ્યયુગ્મ, ૫ શ્રીવત્સ, ૬ સ્વસ્તિક, ૭ ભદ્રાસન, ૮ નંદાવર્ત

કૃષ્ણની પટરાણીયો-૧ પદ્માવતી, ૨ ગૌરી, ૩ ગંધારી, ૪ લક્ષ્મણા, ૫ સુસીમા, ૬ જાંબુવતી, ૭ સત્યભામા, ૮ રૂકમણી

આચાર્યની સંપદા-૧ આચાર ૨ શ્રુત, ૩ શરીર, ૪ વચન, ૫ વાચના, ૬ મતિ, ૭ પ્રયોગ મતિ ૮ સંગ્રહ પરિજ્ઞા.

ભરતની પાટે આઠ આરિસા ભુવન કેવલી-૧ આદિત્યયશા, ૨ મહાયશા, ૩ અતિબલ, ૪ બલિભદ્ર, ૫ બલવીર્ય, ૬ કાતવીર્ય, ૭ જલવીર્ય, ૮ દંડવીર્ય

આઠ સ્ત્રીનો વિશ્વાસ ન રાખવો-૧ ભરતાર પરાઙ્મુખી, ૨ પરમુખ આલાપી ૩ દીર્ઘગોષ્ટી, ૪ નિરંકુશા, ૫ અવિવેકી, ૬ વિવશા, ૭ અતિદુષ્ટા, ૮ અતિક્રોધી

પંડિતના ગુણો-૧ ગર્વ ન કરે, ૨ નિષ્ઠુર ભાષા ન બોલે, ૩ કોઇયે અપ્રિય કહેલ હોય તેને સહન કરે, ૪ ક્રોધને ધારણ ન કરે, ૫ લક્ષણ રહિત પરના કાવ્ય સાભળી મુંગો રહે, ૬ પારકાના દોષને આચ્છાદાન કરે, ૭ પોતે દોષોને ઉત્પન્ન ન કરે, ૮ પારકાની નિંદા ન કરે

આઠ પ્રકારનો જય-૧ શત્રુજય, ૨ માનજય, ૩ વાદજય, ૪ આહારજય, ૫ કર્મજય, ૬ ક્રોધજય, ૭ પાનજય, ૮ ભુમિજય.

ભોગ-૧ સુગંધ, ૨ વસ્ત્ર, ૩ વનિતા, ૪ ગીત, ૫ તાંબૂલ, ૬ ભોજન, ૭ આભરણ, ૮ મંદિર

બુદ્ધિના ગુણો-૧ સુશ્રુષા, ૨ શ્રવણ, ૩ ગ્રહણ, ૪ અવધારણ, ૫ ઉહાપોહ, ૬ અર્થવિજ્ઞાન, ૭ તત્વવિજ્ઞાન ૮ નિરિક્ષણ

મૂર્ખ-૧ અપ્રસ્તાવજ્ઞ, ૨ અનાત્યન્ય, ૩ કુવ્યસની, ૪ સ્વાર્થભ્રશી, ૫ સ્વમર્મ પ્રકાશક, ૬ લોક વિહારાભિજ્ઞ, ૭ કુપહિત, કુબુદ્ધિ, ૮ કલા રહિત

અપમાનના લક્ષણો-૧ શુદ્ધ ગુણ રહિત, ૨ શુદ્ધ ગુણી પ્રશસા વિમુખ, ૩ સ્વાત્મ બહુમાનીપણું, ૪ અસૂયા, ૫ પર નિંદા, ૬ પર વિનય વિકલ, ૭ કઠોરભાષી, ૮ આત્મ પ્રશસા પ્રિયપણું

આઠ પ્રકારે મૌન-૧ વડીનીતિ વખતે, ૨ લઘુનીતિ વખતે, ૩ મૈથુને, ૪ હોમે, ૫ દંતધાવને, ૬ સ્નાને ૭ ભોજને, ૮ જાપે.

આત્મા આઠ પ્રકારે-૧ દ્રવ્યાત્મા, ૨ કષાયાત્મા, ૩ યોગાત્મા, ૪ ઉપયોગાત્મા, ૫ જ્ઞાનાત્મા, ૬ દર્શનાત્મા, ૭ ચારિત્રાત્મા, ૮ વીર્યાત્મા

દિગ્ગજ-૧ ઐરાવણ ઇંદ્રદિશિ, ૨ પુંડરીક અગ્નિખુણે, ૩ વામન યમદિશિ, ૪ કુમુદ નૈરૂત્યખુણે, ૫ અંજનો વરૂણદિશિ, ૬ પુષ્પ વાયવ્યખુણે, ૭ સર્વભોમ કુબેર દિશિ, ૮ સુપ્રતિક ઇશાનખુણે

આઠ સ્થાનો મોતી નિપજે-૧ ગજે, ૨ મગરહડ દાયામ,

શુકતી. પ્રુન ૧ ગજકુલે, ૨ શખમધ્યે, ૩ મત્સ્યમુખે, ૪ વશે, ૫ વરાહદ્રષ્ટાયામ, ૬ સર્પ મસ્તકે, ૭ મેઘમુખે ૮ શુક્તિપુટે

આઠનો વિશ્વાસ ન કરવો-૧ કામ, ૨ ભુજગંમ, ૩ જલ, ૪ જ્વલન, ૫ યુવતી, ૬ રોગ, ૭ રિપુ, ૮ ભૂમિનાથ

અષ્ટવિધા નાયિકા-૧ વાસક સજ્જા, ૨ વિવાહોત્કઠિતા, ૩ ખઠિતા, ૪ પ્રોષિત ભર્તૃકા, ૫ કલહાંતરિતા, ૬ અભિસારિકા, ૭ સ્વાધિપતિકા, ૮ ઉત્કા.

આઠ પ્રકારના વાદ-૧ વિધિવાદ, ૨ ચરિતાનુવાદ, ૩ યથાસ્થિતિવાદ, ૪ જ્ઞેયવાદ, ૫ હેયવાદ, ૬ ઉપાદેયવાદ, ૭ વ્યવહારવાદ, ૮ નિશ્ચયવાદ

આઠ પ્રકારના પ્રણામ-૧ પદ્ભ્યામ, ૨ કરાભ્યામ, ૩ જાનુભ્યામ ૪ ઉરસા, ૫ શિરસા ૬ મનસા, ૭ વચસા ૮ દષ્ટયા

ગુરૂવિનય આઠ પ્રકારે-૧ ગુરૂ દેખી ઉભા થવું, ૨ ગુરૂ આવતા હોય ત્યારે સન્મુખ જવુ, ૩ ગુરૂ દેખી મસ્તકે અજલી કરવી, ૪ ગુરૂને પોતે આસન આપવુ, ૫ ગુરૂ બેઠા પછી બેસવુ, ૬ ગુરૂને વદન કરવુ, ૭ ગુરૂની ઉપાસના કરવી, ૮ ગુરૂ આવતા હોય ત્યારે સન્મુખ જવુ

જ્ઞાનના આઠ અતિચાર-૧ કાલે-કાલે ભણ્યો નહિં, અકાલે ભણ્યો તે ૨ વિનય પૂર્વક ભણવું છેડી અવિનયથી ભણ્યો તે વિનય અતિચાર, ૩ અબહુમાને-ગુરૂને અબહુમાન કરી

ભણ્યો તે, ૪ ઉપધાને-તપ કર્યા વિના ભણ્યો તે, ૫ નિન્હવણે-બીજા પાસે ભણી બીજાનુ નામ લે તે, ૬ વ્યંજન અને અક્ષર કાનો માત્ર આઘો પાછો ભણે તે, ૭ અર્થ ખોટો કહે તે, ૮ સૂત્ર અર્થ બન્ને ખોટા કહે તે અતિચાર

દર્શનાચારના આઠ અતિચાર-૧ નિ શકિત-દેવ ગુરૂ ધર્મને વિષે નિ શકમન ન કર્યુ, ૨ નિ'કાક્ષિત-તમામ દર્શનસારા-તેમા મનમા ચિતવે તે, ૩ નિવિતિગિચ્છ-દાન ,તપ કરી મનમા ફળની શકા કરે તે ૪ અમૂઢદ્રષ્ટિ-બ્રાહ્મણ તપસ્વી અતિશય વત દેખી મનમા રાગ કરે તે, ૫ ઉવવૂહ ચતુર્વિધ-સઘની ગુણશ્લાઘા નહિ કરે તે, ૬ અસ્થિરિકરણ-અભિનવ શ્રાવકને ધર્મસ્થિર નહિ કરવા તે, ૭ વાત્સલ્ય-સ્વામીભાઈ ચોનુ વાત્સલ્ય નહિ કરે તે, ૮ પ્રભાવના-જૈન શાસનની પ્રભાવના નહિ કરે તે અતિચાર

ચારિત્રાચારના આઠ અતિચાર-૧ શ્રાવક પૌષધ સામાયિક લે ત્યાર, ૫ સમિતિ, ૩ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા નહિ પાળવાથી અતિચાર લાગે તે

સાધુના આઠ અતિચાર-૧ શયન, ૨ આસન ૩ અન્ન, ૪ પાણી, ૫ ચૈત્ય, ૬ વ્રત, ૭ કાય, ૮ વડીનીતિ લઘુનીતિ પુન ૧ પડિલેહણા, ૨ પમજ્જણા, ૩ ભિખાયરિયા, ૪ લોચ, ૫ ભુજણા, ૬ પાત્રક ધોણુ, ૭ સ્થડિલ, ૮ આવશ્યક વિગેરે

આઠ મદ-૧ જાતિમદ, ૨ કુળમદ, ૩ બળમદ, ૪ રૂપ-

આઠ પ્રકારની પૃથ્વી-સાત નરક, ૮ મી ઇષત્પ્રાગ્ભારા

આચાર્યની આઠ સંપદા-૧ આચારસંપદા, ૨ શરીરસંપદા, ૩ સૂત્રસંપદા, ૪ વચનસંપદા, ૫ વાચનાસંપદા, ૬ મતિસંપદા, ૭ સંગ્રહસંપદા, ૮ પરિણામિક સંપદા.

આઠ અવગુણે સાધુ એકલો રહે-૧ ક્રોધી હોય, ૨ માની હોય, ૩ માયાવી હોય, ૪ લોભી હોય, ૫ કુતુહલી હોય, ૬ ધૂર્ત હોય, ૭ પાપમાં રક્ત હોય, ૮ ખરાબ આચારવાળો હોય

આઠ ગુણે સાધુ એકલો રહે-૧ સંયમને વિષે દ્રઢ, ૨ જઘન્યથી દસ, ને ઉત્કૃષ્ટથી ચૌદપૂર્વી, ૩ ચાર જ્ઞાનનો ધણી, ૪ ત્રણ જ્ઞાનનો ધણી, ૫ કલેશ રહિત, ૬ બળસહિત ૭ સંતોષી, ૮ ધૈર્યવંત

આઠ પ્રકારથી વનસ્પતિ ઉત્પન્ન થાય-૧ અગ્રબીજ, ૨ મૂલબીજ, ૩ સ્કંધબીજ, ૪ પોરબીજ, ૫ બીજરૂહા, ૬ સંમુર્છિમા, ૮ વનસ્પતિકાયિકા

ત્રસ જીવોને ઉત્પન્ન થવાના આઠ ઠેકાણા-૧ અંડજા-તે ઇંડાથી ઉત્પન્ન થનારા, પક્ષીયો, ૨ કોથજા-તે કોથળીથી ઉત્પન્ન થનારા હસ્તિ આદિક, ૩ જરાયુજા-તે જરાથી ઉત્પન્ન થનારા ગાય પ્રમુખાદિક, ૪ રસજા-તે રસથી ઉત્પન્ન થનારા ચલિત રસના જીવ, ૫ સંસ્વેદજા-તે પરસેવાથી ઉત્પન્ન થનારા જુ, માંકડ વિગેરે, ૬ સંમુર્છિમા-તે શરદ ગરમીથી ઉત્પન્ન થનારા, ૭ ઉભ્જિતા તે પૃથ્વી તોડીને ઉપજે પતંગાદિક,

८ ઉપપાતિક–તે નારકીના જીવ કુંભીપાકમા ઉપજે, દેવતાઓ શય્યામા ઉત્પન્ન થાય

આઠ પ્રકારના અનર્થ દંડ–૧ પોતાને માટે પાપ કરે, ૨ ન્યાત જાતને માટે પાપ કરે તે, ૩ ઘરહાટને માટે પાપ કરે તે, ૪ કુટુબ પરિવારને માટે પાપ કરે તે, ૫ મંત્રાદિક સાધવાને માટે પાપ કરે, ૬ ભૂતને માટે પાપ કરે તે, ૭ જક્ષને માટે પાપ કરે તે, ૮ નાગદેવની પૂજાને માટે પાપ કરે તે.

આઠ પ્રકારના આધળા ૧ જન્માધ, ૨ રાત્રિ અધ, ૩ દિવસે અધ, ૪ જરા અધ, ૫ ક્રોધઅધ, ૬ માનઅધ, ૭ માયાઅધ, ૮ લોભઅધ

આઠ પ્રકારે ઉદ્યમ કરવો સારો–૧ પૂર્વના પાપ ખપાવવાને માટે, ૨ નવા પાપ ઉપાર્જન ન થાય તેને માટે, ૩ આગળ ભણેલુ વિચારવાને માટે, ૪ નવીન ભણવાને માટે, ૫ નવીન શિષ્ય કરવાને માટે, ૬ જૂના શિષ્યને ભણાવવાને માટે, ૭ ચતુર્વિધ સધનો ક્લેશ મટાડવા માટે, ૮ તપ સયમને વિષે વીર્યસ્ફુરણાય માન કરવાને માટે

આઠ જાણવા લાયક–૧ જાણે નહિ, આદરે નહિ, પાળે નહિ તે લૌકિક મિથ્યાત્વ, ૨ જાણે નહિ, આદરે નહિ, પાળે તે જોગી સન્યાસી, ૩ જાણે નહિ, આદરે છે, પણ પાળે

રતિ મમ્યગૃદષ્ટી, ૬ જાણે છે, આદરે નહિ, પાળે છે, તે શ્રાવક પ્રમુખ, ૭ જાણે છે, આદરે છે, પાળે નહિ, તે પાસત્થાદિક ૮ જાણે છે, આદરે છે, પાળે છે, તે સારા સાધુ સાધવીયો

આઠ સમજવા લાયક—૧ ક્રોધ સમાન ઝેર નહિ, ૨ માન સમાન વૈરી નહિ, ૩ માયા સમાન ભય નહિ, ૪ લોભ સમાન દુખ નહિ, ૫ સંતોષ સમાન સુખ નહિ, ૬ પચ્ચખાણ સમાન હેતુ નહિ, ૭ દયા સમાન અમૃત નહિ, ૮ સત્યના સમાન શરણુ નહિ

આઠ વચનોનો આદર કરવો—૧ જ્ઞાન ભણવાનો ઉદ્યમ કરવો, ૨ નવા કર્મોને આવતા રોકવા, ૩ જૂના કર્મને તપ સ્યા કરી નાશ કરવા, ૪ નિર્ધન ઉપર સ્નેહ રાખવો, ૫ નવીન સાધુને જ્ઞાન ભણાવવુ ૬ જ્ઞાન ભણીને વિચારવુ, ૭ પોતાની જાતિનાઓમા કલેશ થયો હોય તો શાન્ત કરવો, ૮ વૃદ્ધ બાળ ગ્લાનિ તપસ્વીની વૈયાવચ્ચ કરવી

આઠ કર્મના આઠ દ્રષ્ટાતો—૧ જ્ઞાનાવર્ણિય તે ઘાચીના બળદને પાટાનો દ્રષ્ટાત, ૨ દર્શનાવર્ણિય—તે રાજાના દ્વાર પાળનો દ્રષ્ટાત, ૩ વેદનીય—તે મધુલિપ્ત ખડગધારાનો દ્રષ્ટાત, ૪ મોહનીય—તે મદિરાપાનથી મદોન્મત્ત ગાડા થયેલાનુ દ્રષ્ટાત, ૫ આયુષ્ય—તે હેડમા નાખેલા માણસનુ દ્રષ્ટાત, ૬ નામ—તે ચિતારાનુ દ્રષ્ટાત, ૭ ગોત્ર—તે કુભારના ભાડનુ દ્રષ્ટાત, ૮ અંતરાય તે રાજાના ભંડારીનુ દ્રષ્ટાત

આઠે પ્રકારે ગાડો વાય-૧ સ્ત્રીના પાસે બેસે તે, ૨ બાળ કને રમાડે તે, ૩ બાળકના જોડે મિત્રાઈ કરે તે, ૪ ભાગ-દારૂ પીવે તે, ૫ મસ્તક પગ ઘસે તે, ૬ વિવાહમા ગાળો દે તે, ૭ આરિસામા મોઢુ જુવે તે, ૮ હોળીમા રમે તે

આઠ પ્રકારના મિત્રો-૧ જન્મનો મિત્ર માતા, ૨ ઘરનો મિત્ર ધન, સ્ત્રી, ૩ દેહનો મિત્ર અન્ન, ૪ આત્માનો મિત્ર જ્ઞાન, દર્શન, ચારિત્ર, ૫ રોગીનો મિત્ર ઔષધ, ૬ સગ્રામનો મિત્ર હાથ, ૭ પરદેશનો મિત્ર વિદ્યા, ૮ અતકાળનો મિત્ર પરમાત્મા.

મહાપાપી-૧ આપઘાત કરનાર, ૨ વિશ્વાસ ઘાત કરનાર, ૩ ગુણોને લુપ્ત કરનાર, ૪ ગુરૂદ્રોહી, ૫ ખોટી સાક્ષી પૂરનાર, ૬ ખોટી સલાહ આપનાર, ૭ હિંસામા ધર્મ સ્થાપનાર, ૮ વારવાર પચ્ચખ્ખાણુ ભાગનાર

શિક્ષા-૧ ભગવતના જાપ પૂર્વક પૂજા સ્તવના કરવી, ૨ ગુરૂની આજ્ઞામા રહેવુ, ૩ દયા પાળવી, ૪ સત્ય વચન બોલવુ, ૫ શીયળ પાળવુ, ૬ સતોષ રાખવો, ૭ ક્ષમા કરવી, ૮ પરને દગો ન દેવો

પ્રમાદ-૧ અજ્ઞાન, ૨ વિષય, ૩ વિપર્યાસ, ૪ રાગ, ૫ દ્વેષ, ૬ સ્મૃતિભ્રશ, ૭ યોગ દુ પ્રણિધાન, ૮ ધર્મનો અનાદર

આઠ પ્રકારના આધાર-૧ ભય પામેલાને શરણનો આધાર, ૨ પક્ષીને આકાશનો આધાર, ૩ તૃષાતુને પાણીનો આધાર,

યાનો આધાર, ૬ ચતુષ્પદને સ્થાનનો આધાર, ૭ રોગીને ઔષધનો આધાર, ૮ ભુલા પડેલાને વાહનનો આધાર

બુદ્ધિના આઠ ગુણો-૧ શુશ્રૂષા-સાભલવાની ઇચ્છા, ૨ શ્રવણ-સાભળવુ, ૩ ગ્રહણ-શાસ્ત્રાર્થનુ ગ્રહણ કરવુ, ૪ ધારણ-અવિસ્મરણ ૫ ઉહા-જાણેલ અર્થનુ અવલબન કરી બીજા તથાપ્રકારના અન્ય અર્થોને વિષે વિતર્કણા કરવી, ૬ અપોહ-ઉક્તિ અને યુક્તિ વિરૂદ્ધ, અર્થ સયુક્ત, હિંસાદિકથી પાછા ફરવુ, અથવા ઉહ-સામાન્ય જ્ઞાન, અપોહ-વિશેષ જ્ઞાન, ૭ અર્થવિજ્ઞાન-ઉહાપોહ યોગ્ય મોહાદિકના સદેહ વિપરીત વ્યુદાસીન જ્ઞાન, ૮ તત્વજ્ઞાન-ઉહાપોહ વિશુદ્ધજ્ઞાન, આ પ્રકારે નિશ્ચયજ છે તે

આઠ શબ્દો સમજવા લાયક પ્રશ્નોત્તર-૧ પ્રશ્ન-પડિત કોણ ? ઉત્તર-પાપથી ડરે તે, ૨ પ્રશ્ન દાનેશ્વરી કોણ ? ઉત્તર-જીવદયા પાળે તે, ૩ પ્રશ્ન-ચતુર કોણ ? ઉત્તર-કુકર્મ છોડે તે, ૪ પ્રશ્ન-જ્ઞાની કોણ ? ઉત્તર-ધર્મ કરણિ કરે તે, ૫ પ્રશ્ન-શૂરવીર કોણ ? ઉત્તર-જે ઇંદ્રિયોનુ દમન કરી જીતે તે, ૬ પ્રશ્ન-પૂર્ણ કોણ ? ઉત્તર-જે પરોપકાર કરવામા તત્પર હોય તે, ૭ પ્રશ્ન-સિદ્ધ કોણ ? ઉત્તર-જે સત્યવાદિ હોય તે, ૮ પ્રશ્ન-ધનવત કોણ ? ઉત્તર-જે નિર્ધન સાથે સ્નેહ કરે તે

શ્રાવક કોને કહેવા ?-૧ થોડુ બોલે તેને શ્રાવક કહેવો, ૨ કામ પડે ત્યારેજ બોલે તેને શ્રાવક કહેવો, ૩ મીઠુ બોલે

(ધર્મની બાધા રહિત) તેને શ્રાવક કહેવો, ૪ ચતુરાઈથી બોલે તેને શ્રાવક કહેવો, ૫ કોઇ દિવસ કોઇના મર્મના વચનો ન બોલે તેને શ્રાવક કહેવો, ૬ અહંકાર રહિત બોલે તેને શ્રાવક કહેવો, ૭ ભગવાનના વચનો સહિત સૂત્ર સિદ્ધાંતમા કહ્યા પ્રમાણે બોલે તેને શ્રાવક કહેવો, ૮ સર્વ જીવને સુખ ઉપજે એવુ સૂત્ર અનુસાર વચન બોલે તેને શ્રાવક કહેવો

## નવ પ્રકાર.

નવ વાસુદેવ–૧ ત્રિપૃષ્ટ, ૨ દ્વિપૃષ્ટ, ૩ સ્વયંભૂ, ૪ પુરૂષોત્તમ, ૫ પુરૂષસિંહ, ૬ પુરૂષવરપુંડરીક, ૭ દત્ત, ૮ લક્ષ્મણ, ૯ કૃષ્ણ

નવ વાસુદેવના પિતા–૧ પ્રજાપતિ, ૨ બ્રહ્મ, ૩ ભદ્ર, ૪ સોમ, ૫ શિવ, ૬ મહાશ્રી, ૭ અગ્નિશિખ, ૮ દશરથ, ૯ વસુદેવ

નવ વાસુદેવની માતા–૧ મૃગાવતી, ૨ પદ્મા, ૩ પૃથ્વી, ૪ સીતા, ૫ નિયાય, ૬ લક્ષ્મી, ૭ અગ્નિ, ૮ સુમિત્રા, ૯ દેવકી

નવ બળદેવ–૧ અચલ, ૨ વિજય, ૩ ભદ્ર, ૪ શ્રીપ્રભ, ૫ સુદર્શન, ૬ આણંદ, ૭ નંદન, ૮ પદ્મ, ૯ રામ

નવ બળદેવ માતા–૧ ભદ્રા, ૨ સુભદ્રા, ૩ સુપ્રભા, ૪ સુદર્શના, ૫ જયા, ૬ વિજયા, ૭ જયંતા, ૮ અપરાજિતા, ૯ રોહિણી

નવ પ્રતિવાસુદેવ-૧ અશ્વગ્રીવ, ૨ તારક, ૩ મેરક, ૪ મહાકીટ, ૫ નિશુંભ, ૬ બલી, ૭ પ્રહ્લાદ, ૮ રાવણ, ૯ જરાસિંધ

નવ વાસુદેવ નગરી-૧ દ્વારિકા, ૨ પોતનપુર, ૩ દ્વારિકા, ૪ દ્વારિકા, ૫ પોતનપુર, ૬ ચક્રપુરી, ૭ વાણારસી, ૮ અયોધ્યા, ૯ દ્વારિકા

નવ બલદેવ ગતિ-૮ મોક્ષે, ૧ પાચમે દેવલોક-બળભદ્ર

નવ વાસુદેવ ગતિ-૧ સાતમી નરકે, ૨-૩-૪-૫-૬ છઠ્ઠી નરકે, ૭ પાચમી નરકે, ૮ ચોથી નરકે, ૯ ત્રીજી નરકે

નવ રસો-૧ શ્રૃગાર, ૨ હાસ્ય ૩ કરૂણા, ૪ રૌદ્ર, ૫ વીર, ૬ ભયાનક, ૭ બીભત્સ, ૮ અદ્ભૂત, ૯ શાંત

બ્રહ્મચર્યની નવ વાડ-૧ વસહિ ૨ કથા, ૩ નિષધા, ૪ ઇંદ્રિય, ૫ કુડયંતર, ૬ પુર્વ કીલિત, ૭ પણીય, ૮ અઇ-આહાર, ૯ વિભૂસણાઇ

પરસમયે નવખંડ-૧ ભરત, ૨ હરિ, ૩ એલાવ, ૪ રામ, ૫ હરિન્ન, ૬ વન, ૭ કુરૂખંડ, ૮ કિંતુમાલે, ૯ ઇશવદ્ધ

નેમ રાજીમતિના નવભવો-૧ ધન ધનવતી, ૨ સૌધર્મે, ૩ ચિત્રગતિખેચર રત્નવતી, ૪ માહેન્દ્રે, ૫ અપરાજિત પ્રિયમતિ, ૬ આરણે, ૭ શંખ યશોમતિ, ૮ અપરાજિત વૈમાને, ૯ નેમ-રાજીમતી

નવ લોકાંતિક દેવો-૧ સારસ્વત, ૨ આદિત્ય, ૩ વરૂણ, ૪ વન્હિ, ૫ ગર્દિત, ૬ તુષિત, ૭ અવ્યાબાધ, ૮ આગ્નેય,

૯ અરિષ્ટ એ નવે પાચમા બ્રહ્મદેવલોકે ત્રીજે પ્રતરે લોકાંતિક દેવો આઠ સાગરોપમના આયુષ્યવાળા માહા સુખીયા તિર્થ-કરને દિક્ષા કલ્યાણિક જણાવનારા એકાવતારી હોય છે

નવ ગ્રૈવેયક-૧ સુદર્શન, ૨ સુપ્રતિષ્ટ, ૩ મનોરમ, ૪ સર્વતોભદ્ર, ૫ સુવિશાલ, ૬ સૌમન, ૭ પ્રીતિકર, ૮ સૌવ મનસ, ૯ નંદિકર

નવ વિધ ગાત્રભોગ-૧ સુગંધતૈલાદિવાસે, ૨ સુખાસને, ૩ સુવસ્ત્રે, ૪ ઉદ્વર્તને, ૫ ઉદકે, ૬ વિલેપને, ૭ અલંકારે, ૮ ભોજને, ૯ મનોહર તુલિકે

નવ વાહન-૧ ખર, ૨ હય, ૩ ગય, ૪ મહિષ, ૫ જંબુક, ૬ સિંહ, ૭ કાગ, ૮ મોર, ૯ હંસ

નવ વાહન ફળ-૧ રાસભે લક્ષ્મિહાની, ૨ હયે ધનલાભ, ૩ ગજે સુખ બહુ, ૪ મહિષ મરણ, ૫ જંબુક સર્વ સુખને હરણ કરે, ૬ સિંહ પિશુન-મરણ, ૭ કાગડો નિશ્ચય અત્યંત દુખદાઈ, ૮ મોર અર્થલાભને કરે, ૯ હંસ સકલ પ્રકારના સુખની વૃદ્ધિ કરે

ચંદ્રવા નવ-૧ પાણિયારા ઉપર, ૨ ચૂલા ઉપર, ૩ ઘંટી ઉપર, ૪ ખાંડણી ઉપર, ૫ વલોણાની જગ્યા ઉપર, ૬ ભોજન સ્થાને, ૭ શયન સ્થાને, ૮ સામાયિકાદિક ધર્મ ક્રિયા કરવાને સ્થાને, ૯ દેહેરાસરે એક ચાલતુ વધારે રાખવો અવસરે કામ

માહાવીર મહારાજા સમયે નવજણે તિર્થંકર ગોત્ર આંધ્યુ—૧ શ્રેણિક, ૨ સુપાર્શ્વ, ૩ પોટિલ, ૪ ઉદાયી, ૫ શંખ, ૬ શતક, ૭ દ્રઢાયુ ૮ સુલસા, ૯ રેવતી

નિયાણા નવ—૧ ધનનુ, ૨ રાજાનુ, ૩ સ્રીનું, ૪ નરનું, ૫ દેવનુ, ૬ અપ્પપ્પવિચાર, ૭ અપ્પવિચારત્ત, ૮ શ્રાવકનું, ૯ દરિદ્રનુ

નવ પ્રકારે કાયા સુખી—૧ સુખે બેસવાથી, ૨ સુખે સુવાથી, ૩ મૈથુનથી, ૪ સુખે વડીનીતિ લઘુનીતિ, ૫ સુખે પ્રવાસથી, ૬ દાતણથી, ૭ ભોજનથી, ૮ જલથી, ૯ સિલક ( પૈસાથી )

નવનારદ—૧ અગ્નિશર્મા, ૨ સુશર્મા, ૩ શિવશર્મા, ૪ ઉર્ણશર્મા, ૫ ગિખિ, ૬ શિખંડી, ૭ રૂદ્ર, ૮ બ્રહ્મા, ૯ રૂદ્ર

એ ઉપરોક્ત નવે નારદ કયા તીર્થંકરના વારામા થયા ? તે નીચે પ્રમાણે

૧ અગ્નિશર્માનારદ, શ્રી શ્રેયાસનાથના વારામા, ૨ સુશર્માનારદ, શ્રી વાસુપૂજ્ય સ્વામીના વારામા, ૩ શિવશર્માનારદ, શ્રી વિમલનાથજીના વારામા, ૪ ઉર્ણશર્માનારદ, શ્રી અનંતનાથજીના વારામા, ૫ શિખિનારદ, શ્રી ધર્મનાથજીના વારામા, ૬ શિખંડીનારદ, તતો અંતરે, ૭ રૂદ્રનારદ, તદનંતરે, ૮ બ્રહ્મા નારદ, તદનંતરે, ૯ રૂદ્રનારદ, શ્રી નેમનાથજીના વારામા

એ ઉપરોક્ત સર્વેનારદો બ્રહ્મચર્યના પ્રતાપે સ્વર્ગે ગયા છે, એકાવતારી છે, તેઓ માનુષ્ય જન્મ પામીને, દીક્ષા

લઈને, કેવળજ્ઞાન ઉપાર્જન કરીને મોક્ષે જશે, પરંતુ, આઠમો બ્રહ્મા નામનો નારદ દેવલોકથી ચવીને, મલ્લ નામના તીર્થંકર થઈને મોક્ષે જશે

નવ પ્રકારના નિયાણા–૧ રાજાનુ–હું ભવાતરને વિષે રાજા થાઉં, એવી પ્રાર્થના કરવી તે પ્રથમ નિયાણુ, ૨ ધનનુ–બહુ વ્યાપારવાળા રાજ્યવડે કરી સર્યું, હું ભવાતરે સમૃદ્ધિમાન ગૃહસ્થ થાઉં, એવુ નિયાણુ કરવુ તે બીજુ નિયાણુ, ૩ સ્ત્રીનુ–પુરૂષને વિવિધ પ્રકારનું દુખ દેખીને ભવાતરે હું સ્ત્રી થાઉં, એવુ નિયાણુ કરવુ તે ત્રીજુ નિયાણુ, ૪ પુરૂષનું–સ્ત્રીયોનુ પરવશપણુ દેખીને હું પુરૂષ થાઉં એવી પ્રાર્થના કરવી તે ચોથુ નિયાણું, ૫ દેવનું–મનુષ્યોના વિષયો અશુચિમય છે માટે દેવ થવાને માટે બહુજ પ્રાર્થના કરવી તે પાચમુ નિયાણું ૬ આત્મ પર પ્રવિચાર–જે દેવતાઓ સ્વ પર દેવદેવીને સેવન કરવાને વિષે, અને સ્વવિકુર્વિત દેવદેવીને સેવન કરવાને વિષે, આસક્ત હોય છે, તે બહુરતા કહેવાય છે, જે દેવતાઓ, સ્વયમેવ દેવ અજર દેવીપણાની વિકુર્વણા કરીને સેવન કરે છે, પણ બીજુ નહિ, તે સ્વરતા તેના વિષયે પ્રાર્થના કરી નિયાણું બાધે છે, તે છઠ્ઠુ નિયાણુ કહેવાય છે, ૭ અરક્ત–વિષય વિરક્ત જે દેવતાઓ છે, તે અરતા છે, તે સબધિ પ્રાર્થના કરે, તે સાતમુ નિયાણુ કહેવાય છે, ૮ એ ત્રણે પ્રકારના દેવો ' હું સાધુને દાન આપવાવાળો

શ્રાવક થાઉં, ' એવી પ્રાર્થના કરે, તે આઠમું નિયાણું કહેવાય છે, ૯ વ્રત લેવાની આકાંક્ષાથી હું દરિદ્રિ થાઉં આવી જે આકાંક્ષા કરવી તે નવમું નિમાણું કહેવાય ઉપરોક્ત નિયાણામાંથી ૬ નિયાણા બાંધવાવાળા દુર્લભ બોધિ થાય છે

આવતી ચોવીશીના નવ વાસુદેવના નામો-૧ નંદસેન, ૨ નંદમિત્ર, ૩ દીર્ઘબાહુ, ૪ મહાબાહુ ૫ આભાબળ, ૬ મહાબળ, ૭ બળભદ્ર, ૮ વિપ્રષ્ટ, ૯ ત્રિપૃષ્ટ

આવતી ચોવિશીના નવ પ્રતિ વાસુદેવન નામો ૧ વાલક, ૨ લોહજંગ, વજ્જંગ, ૪ કેશરી, ૫ અપરાજિત, ૬ પ્રલ્હાદ, ૭ ભીમસેન, ૮ મહાભીમસેન, ૯ સુગ્રીવ

આવતી ચોવીશીના નવ બળદેવના નામો-૧ જય, ૨ વિજય, ૩ ભદ્ર, ૪ સુપ્રભ, ૫ સુદર્શન, ૬ આણંદ, ૭ નંદન ૮ રામ, ૯ સંકર્ષણ

પાપશાસ્ત્રો ૧ ઉત્પાત શાસ્ત્ર, ૨ નિમિત્ત શાસ્ત્ર, ૩ મંત્ર શાસ્ત્ર ૪ માતંગ શાસ્ત્ર, ૫ વૈદક શાસ્ત્ર, ૬ કલા શાસ્ત્ર, ૭ આભરણ શાસ્ત્ર, ૮ અજ્ઞાન શાસ્ત્ર ૯ મિથ્યાત્વ પ્રવચનશાસ્ત્ર

પરિગ્રહો-૧ ધન, ૨ ધાન્ય, ૩ રૂપુ ૪ સોનુ, ૫ ક્ષેત્ર, ૬ વાસ્તુ, ૭ દ્વિપદ, ૮ ચતુષ્પદ, ૯ કુપ્ય

નવ પ્રકારના પ્રત્યનીકો-શત્રુઓ-૧ આચાર્યનો, ૨ ઉપાધ્યાયનો ૩ સ્થિવિરનો, ૪ કુલનો, ૫ ગણનો, ૬ સંઘનો, ૭ જ્ઞાનનો, ૮ દર્શનનો ૯ ચારિત્રનો

રોગ ઉત્પન્ન થાય–૧ ઘણો આહાર કરવાથી, ૨ અજીર્ણ છતા ખાવાથી, ૩ ઘણી નિદ્રા કરવાથી, ૪ ઘણુ જાગવાથી, ૫ વડીનીતિ રોકવાથી, ૬ લઘુનીતિ રોકવાથી, ૭ ઘણુ ચાલવાથી, ૮ ખરાબ આસનથી, ૯ ઘણા વિષય સેવનથી

મોટી પદ્વીયો–૧ તીર્થંકરની, ૨ ચક્રવર્તીની, ૩ વાસુદેવની, ૪ બળદેવની, ૫ કેવલીની, ૬ સાધુની, ૭ શ્રાવકની, ૮ સમકિતિની, ૯ માડલિક રાજાની

જાણકાર–૧ કાળનો જાણકાર, ૨ બળનો જાણકાર ૩ ખેદનો જાણકાર, ૪ સયમજાત્રાનો જાણકાર, ૫ અવસરનો જાણકાર, ૬ વિનયનો જાણકાર, ૭ સ્વમતનો જાણકાર, ૮ પરસ્રીનો જાણકાર, ૯ અભિમતનો જાણકાર

નવ પ્રકારના ઘણા–૧ રજપુતને ક્રોધ ઘણો, ૨ ક્ષત્રિને માન ઘણુ, ૩ ગણિકાને માયા ઘણી, ૪ બ્રાહ્મણને લોભ ઘણો, ૫ મિત્રને રાગ તથા હેતુ ઘણો, ૬ શોકયને દ્વેપ ઘણો, ૭ જુગારીને શોક ઘણો, ૮ કાયરને ભય ઘણો, ૯ ચોરની માને ચિતા ઘણી

નવ નારદો–૧ ભીમ ૮૪ લાખ વર્ષ આયુષ્ય ૮૦ ધનુષ્ય શરીર
૨ મહાભીમ ૭૨ લાખ વર્ષ આયુષ્ય ૭૦ ધનુષ્ય શરીર
૩ રૂદ્ર ૬૦ લાખ વર્ષ આયુષ્ય ૬૦ ” ”
૪ મહારૂપ ૩૦ ” ” ૫૦ ” ”

૬ મહાકાલ, ૬૫ હજાર વર્ષ આયુષ્ય ૨૪ ધનુષ્ય શરીર
૭ ચતુર્મુખ, ૩૨ " " " ૪૦ ધનુષ્ય "
૮ નયરમુખ ૧૨ " " " ૧૬ " "
૯ ઉનતમુખ ૧ " " " ૮ " "

શીયલની વાડો-૧ સ્ત્રી પશુ નપુંસક રહિત એવા સ્થાનમા વાસ કરે, ૨ સ્ત્રીના પાસે સરાગપણે કથાવાર્તા કરે નહિ, ૩ સ્ત્રી જે આસને બેઠી હોય તે આસને પુરૂષ બે ઘડી બેસે નહિ, અને પુરૂષને આસને સ્ત્રી ત્રણ પોહોર બેસે નહિ, ૪ સ્ત્રીના અંગોપાગ સરાગપણે જોવે નહિ, ૫ જ્યા સ્ત્રી પુરૂષ સુતા હોય, તથા કામ ક્રિડાની વાતો કરતા હોય ત્યા ભીંત પ્રમુખને આંતરે રહે નહિ, ૬ સ્ત્રીના સાથે પૂર્વે ભોગવેલા ભોગોને સભારે નહિ, ૭ વિકાર કરનાર હોવાથી સરસ સ્નિગ્ધ આહાર છોડી દે, ૮ નિરસ આહાર પણ વધારે કરે નહિ, ૯ શરીરની શોભા વિગેરે કરે નહિ

## દસ પ્રકાર.

દસ દ્રષ્ટાંતે માનવ ભવ દુષ્કર-૧ ચૂહ્લગ, ૨ પાસક, ૩ ધન્ને, ૪ જુયે, ૫ રયણેય, ૬ સુમિણ, ૭ ચક્કેય, ૭ ચર્મ, ૯ જુગ, ૧૦ પરમાણુ

દસ પચ્ચખ્ખાણ-૧ નોકારશી, ૨ પોરસી, ૩ સાઢપોરસી, ૪ પુરિમુઢ્ઢ, ૫ એકાસણુ, ૬ નિવી, ૭ એકઠાણુ, ૮ એકદત્તી, ૯ આયબીલ, ૧૦ ઉપવાસ

દશાર્હા–૧ સમુદ્રવિજય, ૨ અક્ષોભ, ૩ સ્તિમિત, ૪ સાગર, ૫ હિમવત ૬ અચલો, ૭ ધરણ, ૮ પૂરણ, ૯ અભિચંદ્ર, ૧૦ વસુદેવ

સન્ના દશ–૧ આહાર, ૨ ભય, ૩ પરિગ્રહ, ૪ મૈથુન, ૫ ક્રોધ, ૬, માન, ૭ માયા, ૮ લોભ, ૯ ઓઘ, ૧૦ લોક એકેન્દ્રિયને દસ સન્ના

પરમમય દસ અવતાર–૧ મત્સ્ય, ૨ કચ્છપ, ૩ વરાહ, ૪ નારસિંહ, ૫ વામન, ૬ પર્શુરામ, ૭ શ્રીરામ, ૮ કૃષ્ણ, ૯ બૌદ્ધ, ૧૦ કલકી

જિનભુવને દસ મોટી આશાતના ટાળવી–૧ તબોલ, ૨ પાણી, ૩ ભોજન, ૪ વાહન, ૫ સ્ત્રીભોગ, ૬ શયન, ૭ ધૂન, ૮ લઘુનીતિ, ૯ વડીનીતિ, ૧૦ જુક

દસ પયન્ના–૧ ચઉસરણ, ૨ અ દ, ૩ આઉર, ૪ મહાપરિન્ના ૫ ભત્તપરિન્ના, ૬ તદુલ વેયાલિય, ૭ ગણિવિજ્જા, ૮ સ થારગ ૯ મરણ, ૧૦ દેવેન્દ્ર

દસ પ્રકારના મિથ્યાત્વ–૧ અધર્મે ધમસન્ના, ૨ ધર્મે અધર્મસન્ના ૩ અસાધુમા સાધુસન્ના, ૪ સાધુમા અસાધુસન્ના ૫ માગમા ઉન્માર્ગસન્ના, ૬ ઉન્માર્ગમા માર્ગસન્ના, ૭ જીવમા અજીવસન્ના, ૮ અજીવમા જીવસન્ના, ૯ અમુક્તમા મુક્તસન્ના, ૧૦ મુક્તમા અમુક્તસન્ના

[illegible]

“સ પ્રમોદ-૧ જ્ઞાને, ૨ દાને, ૩ ખલે, ૪ રાજ્યે, ૫ વિનોદે, ૬ ૧૨ વિગ્રહે, ૭ શૌર્યે, ૮ ધર્મે, ૯ તપે, ૧૦ સૌખ્યે

“સ વિધ સગ્રહ-૧ શાસ્ત્ર સગ્રહ, ૨ સત્પુરૂષ સગ્રહ, ૩ વન સગ્રહ, ૪ સ્ત્રી સગ્રહ, ૫ ધર્મ સગ્રહ, ” ચતુષ્પદ સગ્રહ, ૭ વાહન સગ્રહ, ૮ કલા સગ્રહ, ૯ પાત્ર સગ્રહ, ૧૦ સુભાષિત સગ્રહ

સ્ત્રીઓને દસ પુરૂષો અનીષ્ટ લાગે-૧ કૃતઘ્ન ૨ નિર્લજ, ૩ અભિમાની, ૪ અસબદ્ધ પ્રલાપી, ૫ સકુચિતશાયી, ૬ નિર્ગુ ૭ કૃપણ, ૮ શૌચહીન, ૯ સુરત અનભિજ્ઞ, ૧૦ મૂર્ખ

દસ ભક્તિ કરવા લાયક-૧ અરિહંત ૨ સિદ્ધ, ૩ ચૈત્ય, ૪ ગુરુ ૫ ધર્મ, ૬ સાધુવર્ગ, ૭ આચાર્ય, ૮ ઉપાધ્યાય, ૯ સમ્યક્ત્વ, ૧૦ પ્રવચન

દસ પ્રકારના શૌચ-૧ શાસ્ત્ર શૌચ, ૨ મૃત્તિકા શૌચ, ૩ નખ શૌચ, ૪ મળશૌચ, ૫ જલશૌચ, ૬ આતપશૌચ, ૭ સત્યશૌચ ૮ બ્રહ્મશૌચ ૯ વસ્ત્રશૌચ, ૧૦ ભાવશૌચ

દસ પ્રકારે ગુરૂત્વ-૧ વયે, ૨ જ્ઞાને, ૩ દાને ૪ સવે, ૫ પદે, ૬ શૌચે, ૭ બળે, ૮ જયે, ૯ સતાને, ૧૦ સદ્ગુણે-ઐશ્વર્યે

દસ વિધ બલ-૧ ધૈર્યબળ, ૨ બુદ્ધિબળ, ૩ અવધારણ બળ, ૪ અભ્યાસ બળ ૫ શરીર બળ, ૬ દૈવ બળ, ૭ મત્ર બળ, ૮ સાહસ બળ, ૯ દાતૃ બળ, ૧૦ પરિવાર બળ

સ્રીના દશ નામ-૧ મહિલા, ૨ પ્રમદા, ૩ ચોષિતા, ૪ લલિતા, ૫ વનિતા, ૬ રામા, ૭ સુંદરી, ૮ વામા, ૯ રમણી, ૧૦ નારી

ધીજ-૧ જલ, ૨ અગ્નિ, ૩ વટ, ૪ તોય, ૫ વિષ, ૬ માષા, ૭ તંદુલા, ૮ કશો, ૯ તુલા, ૧૦ સુતસ્પર્શ

પરની પીડાને ન જાણે-૧ ચોર, ૨ માગણ, ૩ દુર્જન, ૪ વિપ્ર, ૫ વધ, ૬ પરોણા, ૭ નાચનાર, ૮ ધૂર્ત, ૯ રાજા ૧૦ ચિડલુન (ભાટચારણ)

જીવની દશદશા-૧ બાલ, ૨ વિદ્યા, ૩ મદા, ૪ બલી ૫ પ્રજ્ઞા, ૬ હાયની, ૭ પચાવિય ૮ પ્રાગ્ભાગ ૯ સન્મુખા, ૧૦ શાયિની

૧ બાલદશામા જીવ અવ્યક્તપણે સુખ દુખ ન જાણી શકે, ૨ વિદ્યા દશામા જીવ વીશ વરસ સુધી વિદ્યાભ્યા કરે, ૩ મદદશામા જીવ કામ ભોગને વિષે તલ્લીન રહે, ૪ બલદશામા જીવ પોતાનુ બલવંતપણુ દેખાડે વિજ્ઞાન વાધે, ૫ પ્રજ્ઞાદશામા જીવ અર્થ કુટુંબની ચિંતા કરે, દ્રષ્ટિ બળઘટે, ૬ હાયની દશામા જીવ કામભોગથી હીન થાય બાહુબલ તુટે, ૭ પચાવિય દશામા જીવ રોગોથકી વ્યાપ્ત થાય, ૮ પ્રાગ્ભારા દશામા જીવ શરીરથી નમે દેહ નબળો પડે, ૯ સન્મુખ દશામા જીવ શરીર બળથી તદ્દન ક્ષીણ થાય, ૧૦ શાયિની દશામા જીવ સુઈ રહે હાલે ચાલે નહિ-મરે

દસબોલ સ્ત્રીને પ્રાપ્ત ન થાય-૧ અરિહંતપદ, ૨ ચક્રવર્તીપદ, ૩ વાસુદેવપદ, ૪ બલદેવપદ ૫ સંભિન્નશ્રોત, ૬ ચારણલબ્ધિ, ૭ પૂર્વધરલબ્ધિ ૮ પુલાક લબ્ધિ, ૯ આહારક-લબ્ધિ, ૧૦ ગણધરપદ

દસ પ્રકારની સિદ્ધિ-૧ કર્મ ૨ શિલ્પ, ૩ વિદ્યા, ૪ મંત્ર, ૫ યોગ, ૬ આગમ, ૭ અર્થ સુક્ત, ૮ અભિપ્રાય ૯ તપ, ૧૦ કર્મક્ષય સિદ્ધિ

વિદ્વાન્-૧ ચાતુર્ય, ૨ કૌક, ૩ કલહ, ૪ કથા, ૫ આગમ, ૬ સુભાષિત, ૭ તાર્કિક, ૮ શબ્દકોષ, વિદ્દગણુ કોવિદ, ૧૦ વૈદ્યક

સમકિતની દશ પ્રકારની રૂચી-૧ નિશંકરૂચી, ૨ ઉપદેશ રૂચી, ૩ અન્યરૂચી, ૪ સૂત્રરૂચી, ૫ બીજરૂચી, ૬ અભિગમરૂચી ૭ વિસ્તારરૂચી, ૮ ક્રિયારૂચી, ૯ સંક્ષેપરૂચી, ૧૦ ધર્મરૂચી

યતિધર્મ દસ પ્રકારે-૧ ખતી-ક્ષમા-ક્રોધને ટાળે, ૨ મદૃવ મૃદુતા કોમળપણુ-અભિમાન ને ટાળવાપણુ, ૩ અજ્જવ આજવ-સરલપણુ-માયા ત્યાગ કરવાપણું, ૪ મુત્તિ-મુક્તિ સર્વથા પ્રકારે લોભ ત્યાગ, ૫ તવ-તપ-૧૨ ભેદે તપ કરવો અનશન ઉણોદરીયાદિ ૬ પ્રકારે બાહ્ય તપ, અને પ્રાયશ્ચિત્ વિનયાદિ ૬ પ્રકારે અભ્યંતર તપ, ૬ સંયમ ૧૭ પ્રકારે પાળવુ, ૭ સચ્ચ-સત્ય વચન બોલવુ, ૮ શૌચ-જે ક્રિયા કરતા

કર્મ ન લાગે તેવા કામ કરવા, ૯ અકિંચન–પાસે કાંઈપણ રાખવુ નહિ, ૧૦ બ્રહ્મચર્ય–શુદ્ધ શીયલનુ પ્રતિપાલન કરવુ

વીરના દસ શ્રાવક–૧ આણંદ ૨ કામદેવ, ૩ ચુલનીપિયા ૪ સુરદેવ, ૫ ચુલ્લશતક, ૬ કુંડકોલિક, ૭ સદાલપુત્ર, ૮ શતક, નંદિનીપ્રિય, ૧૦ લાતકપ્રિય

દશ શ્રાવકની સ્ત્રીઓ–૧ શિવાનંદા, ૨ ભદ્રા, ૩ શામા, ૪ ધન્યા, ૫ બહુલા, ૬ પુષ્પા, ૭ અગ્નિમિત્રા, ૮ રેવતી, ૯ અશ્વિની, ૧૦ ફલ્ગુની

દશ શ્રાવકના નગરો–૧ વાણિજયગામ, ૨ ચંપા, ૩ કાશી ૪ કાશી, ૫ આલભિકા, ૬ કાંપિલ્યપુર, ૭ પોલાસ, ૮ રાજગૃહી, ૯ શ્રાવસ્તિ, ૧૦ શ્રાવસ્તિ

દસે શ્રાવકના ઉત્પત્તિના વિમાનો–૧ અરૂણે, ૨ અરૂણાભે, ૩ અરૂણપ્રભે, ૪ અરૂણકાંતે, ૫ સિદ્ધે, ૬ અરૂણધ્વજે, ૭ રૂપે, ૮ વડંસે, ૯ ગવે, ૧૦ ગાલે

જીવના પરિણામ–૧ ગતિ પરિણામ, ૨ ઇંદ્રિય પરિણામ, ૩ કષાય પરિણામ, ૪ લેશ્યા પરિણામ, ૫ જોગ પરિણામ, ૬ ઉપયોગ પરિણામ, ૭ જ્ઞાન પરિણામ, ૮ દર્શન પરિણામ, ૯ ચારિત્ર પરિણામ, ૧૦ વેદ પરિણામ

અજીવના દસ પરિણામ–૧ ગતિ પરિણામ, ૨ બંધન પરિણામ, ૩ સંસ્થાન પરિણામ ૪ વર્ણ પરિણામ, ૫ ગંધ પરિણામ, ૬ રસ પરિણામ, ૭ સ્પર્શ પરિણામ, ૮ અગુરૂલઘુ પરિણામ, ૯ શબ્દ પરિણામ, ૧૦ ભેદ પરિણામ

નારકીને દસ ખરાબ-૧ ખરાબ શબ્દ, ૨ ખરાબ રૂપ, ૩ ખરાબ ગંધ, ૪ ખરાબ રસ, ૫ ખરાબ સ્પર્શ, ૬ ખરાબ ગતિ, ૭ ખરાબ બુદ્ધિ, ૮ ખરાબ બળ, ૯ ખરાબ વીર્ય, ૧૦ ખરાબ ઉઠાણુ કર્મ

દસ પ્રકારની સંજ્ઞા-૧ આહાર સંજ્ઞા, ૨ ભય સંજ્ઞા, ૩ મથુન સંજ્ઞા, ૪ પરિગ્રહ સંજ્ઞા, ૫ ક્રોધ સંજ્ઞા, ૬ માન સંજ્ઞા, ૭ માયા સંજ્ઞા, ૮ લોભ સંજ્ઞા, ૯ લોક સંજ્ઞા, ૧૦ ઓઘ સંજ્ઞા

નારકીના જીવોને દસ પ્રકારની સખત વેદના-૧ અનતી ભૂખ, ૨ અનતી તૃષા, ૩ અનતી શીત, ૪ અનતી ઉષ્ણતા, ૫ અનતો રોગ, ૬ અનતો શોક, ૭ અનતો ભય, ૮ અનતો દાહ, ૯ અનતી ખરજ, ૧૦ અનતી પરવશતા

દસ પ્રકારે ચિત્તની શાન્તિ-૧ જૈન ધર્મ કરવાની રૂચી થાય, ૨ જાતિ સ્મરણ જ્ઞાનથી રૂચી થાય ૩ તેજ ભવે મોક્ષે જાય તેવુ મહાન્ સ્વપ્ન દેખીને રૂચી થાય, ૪ દેવતાને દેખવાથી, ૫ અવધિજ્ઞાન ઉત્પન્ન થવાથી, ૬ અવધિ દર્શન ઉત્પન્ન થવાથી ૭ મનપર્યવ જ્ઞાન ઉત્પન્ન થવાથી, ૮ કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી, ૯ કેવળ દર્શન ઉત્પન્ન થવાથી, ૧૦ કેવળી મરણે મરવાથી

દસ પ્રકારના દાન-૧ અનુકંપા દાન-તે દુખી દુર્બળને દાન આપે, ૨ સંગ્રહ દાન-તે એકત્ર કરીને દાન આપે, ૩ ભયદાન-તે ડરનો માર્યો દાન આપે, ૪ કરૂણા દાન-તે શોકથી

દાન આપે, ૫ લજ્જા દાન-તે લજ્જાના વશથી દાન આપે, ૬ ગર્વ દાન-તે અહંકારથી ભાટ ચારણને દાન આપે, ૭ ધર્મ દાન-તે સુપાત્ર સાધુને દાન આપે, ૮ અધર્મ દાન-તે જે દાન દેવાથી અધર્મ થાય તેવુ દાન આપે, ૯ કાહી દાન-તે કયાઇક કયાઇકિ રહીને આપે, ૧૦ કથક દાન-તે કાઇક લે ને કાઇકિ દે તે દાન

જ્ઞાન વૃદ્ધિના દસ નક્ષત્રો-૧ મૃગશિર, ૨ આરદ્રા, ૩ પુષ્ય, ૪ પૂર્વાભાદ્રપદ, ૫ પૂર્વાશાઢા, ૬ પૂર્વાફાલ્ગુની, ૭ મૂળ, ૮ અશ્લેષા, ૯ હસ્ત, ૧૦ ચિત્રા

ચોથા આરામા દસ સારા-૧ સારો શબ્દ, ૨ સારૂ રૂપ, ૩ સારો રસ, ૪ સારો ગંધ, ૫ સારો સ્પર્શ, ૬ સારી બુદ્ધિ ૭ સારી ગતિ, ૮ સારા કર્મ, ૯ સારા બલવીર્ય, ૧૦ સારૂ પરાક્રમ

દસ પ્રકારે પ્રત્યાખ્યાન કરે-૧ અનાગત-ભવિષ્યકાળનુ ૨ અઈકાત-કાલવર્તતા, ૩ કોટિસહિત-કોટિસહિત, ૪ નિયવત-નિશ્ચયે કરી, ૫ સાગાર-આગાર સહિત, ૬ અનાગાર-આગાર સહિત, ૭ પ્રમાણકૃત-કવલતપ પ્રમાણતપ, ૮ નિરવશેષ-સર્વ તપ કરે, ૯ સંકેતિક-ગઠસી મુઠસી આદિ ૧૦ અદ્ધા-પોરુસી સાઢ પોરિસી

દસ પ્રકારે દોષો ઉસન્ન કરે-૧ દર્પ-તે કામક્રિડાને માટે, ૨ પ્રમાદ-તે પ્રમાદથી, ૩ અનાભોગિક-તે અજાણપણાથી, ૪ આતુરે-તે રોગના કારણથી, ૫ આપત્તિ-તે આપદા આવ્યે,

વાથી, ૬ શંકાથી-શંકા કરવાથી ૭ પ્રદ્વેષથી-તે દ્વેષ કરવાથી, ૮ સહસાગ-તે અકસ્માતથી, ૯ ભયથી-તે ડરથી, ૧૦ વીમંસા-તે શિષ્ય પ્રશિષ્યાદિકના માટે

જીવ પાપ આલોવતો દસ પ્રકારે દુષણ લગાવે-૧ આકંપિતા-પોતે કંપાયમાન થતો ને ગુરૂને કંપાવતો આલોવે, ૨ અનુમાનથી-અનુમાન બાંધીને આલોવે, ૩ દિ૦-તે દીઠો દીઠો આલોવે, ૪ છન્ન-તે છાનો છાનો આલોવે, ૫ શબ્દાકુલ-તે ઉતાવળો ઉતાવળો આલોવે, ૬ સૂક્ષ્મ-તે નાના દોષો આલોવે, ૭ બાદર-તે મોટા દોષો આલોવે, ૮ બહુજન તે ઘણા પાસે આલોવે, ૯ અવ્યક્ત-તે અજાણ્યા કને આલોવે, ૧૦ તસ્સેવી-તે પોતાના સમાન પ્રાયશ્ચિત્તિયા પાસે આલોવે

દસ પ્રકારે ગુણીના પાસે આલોવે-૧ જાતિસંપન્ન-જાતિવંત પાસે આલોવે, ૨ કુલ સંપન્ન-કુલવંત પાસે આલોવે, ૩ વિનયસંપન્ન-વિનયવંત પાસે આલોવે, ૪ જ્ઞાન સંપન્ન-જ્ઞાનવંત પાસે આલોવે, ૫ દર્શન સંપન્ન-દર્શનવંત પાસે આલોવે, ૬ ચારિત્ર સંપન્ન-ચારિત્રવંત પાસે આલોવે, ૭ ક્ષમા સંપન્ન-ક્ષમાવંત પાસે આલોવે, ૮ દાંત સંપન્ન-ઇંદ્રિયોના દમન કરવા પાસે આલોવે, ૯ અમાયી-માયા રહિત પાસે આલોવે, ૧૦ અપશ્ચાતાપી-આલોવ્યા પછી પશ્ચાતાપ ન કરે

દસ ઠેકાણે દસ જાતના હોય-૧ ઘણો ક્રોધ-બે સ્રીના ભર્ત્તારને ઘણો, ૨ ઘણું માન-રજપૂતને હોય, ૩ ઘણી

ાયા-લોભ ધારીને હોય, ૪ ઘણો લોભ-બ્રાહ્મણને હોય, ઘણો શોક-જુગારીને હોય, ૬ ઘણી ચિંતા-ચોરની માને હોય, ૭ ઘણુ કપટ-વેશ્યાને હોય, ૮ ઘણુ સત્ય-સમકિત દૃષ્ટિને હોય, ૯ ઘણી નિદ્રા-ધર્મ સ્થાનકે હોય, ૧૦ ઘણો સંતોષ-સાધુને હોય

દસ પ્રકારના સુખો-૧ નિરોગી દેહ, ૨ લાબુ આયુષ્ય ૩ કામ ઘણો, ૪ ભોગ સુખ, ૫ અલ્પ તૃષ્ણા, ૬ ઘણો સંતોષ, ૭ અનુત્તર વૈમાનનુ સુખ, ૮ સાધુનુ સુખ, ૯ સિદ્ધિનુ સુખ, ૧૦ ઘરમા ઋદ્ધિ ઘણી

દસ પ્રકારે બુદ્ધિ વધે-૧ દીર્ઘ આયુષ્ય અને નિર્મલ બુદ્ધિ હોય તેની બુદ્ધિ વધે, ૨ વિનયવત પુરૂષની બુદ્ધિ વધે, ૩ ઉદ્યમ કરનારની બુદ્ધિ વધે, ૪ ઇંદ્રિયોને દમન કરનારની બુધિ વધે, ૫ સૂત્ર ઉપર અતરગ રાગ કરનારની બુદ્ધિ વધે, ૬ કઠણ કાર્યમા સાવધાન થાય તેની બુદ્ધિ વધે, ૭ શકા રહિત હોય તેની બુદ્ધિ વધે, ૮ ગુરૂની પ્રશસા કરે તેની બુદ્ધિ વધે, ૯ મૂર્ખપણાથી અલગ રહે તેની બુદ્ધિ વધે, ૧૦ ધર્મના ઉપર દ્રઢતા રાખે તેની બુદ્ધિ વધે

દસ કારણથી દિક્ષા લે-૧ પોતાની ઇચ્છાથી દિક્ષા લે, ૨ રોષથી દિક્ષા લે, ૩ વૃદ્ધા અવસ્થાથી દિક્ષા લે, ૪ જાતિસ્મરણ જ્ઞાનથી દિક્ષા લે-મૃગાપુત્રની પેઠે, ૫ તૃષ્ણાથી દિક્ષા લે-કપિલની પેઠે ૬ ગુરૂ ઉપદેશથી દિક્ષા લે-આદિનાથના ૯૮ પુત્રોની

પેઠે, ૭ દેવતા આયુષ્ય થોડુ છે એમ કહેવાથી દિક્ષા લે, ૮ મોહથી દિક્ષા લે-ભૃગુપુરોહિતના પેઠે, ૯ રોગ ઉત્પન્ન થવાથી દિક્ષા લે-અનાથીની પેઠે, ૧૦ કોઈ માને નહિ ત્યારે દિક્ષા લે-તેતલીસુતની પેઠે

દસ પ્રકારના સ્થવિર-૧ ગ્રામ સ્થવિર, ૨ નગર સ્થવિર, ૩ દેશ સ્થવિર, ૪ કુળ સ્થવિર, ૫ ઘર સ્થવિર, ૬ ગણિ સ્થવિર, ૭ સઘ સ્થવિર, ૮ વય સ્થવિર, ૯ સૂત્ર સ્થવિર, ૧૦ મત દિક્ષા સ્થવિર.

દસ પ્રકારના ધર્મ-૧ ગ્રામ ધર્મ, ૨ નગર ધર્મ, ૩ દેશ ધર્મ, ૪ આશ કિય ધર્મ, ૫ પાખડ ધર્મ, ૬ કુલ ધર્મ, ૭ ગણ ધર્મ, ૮ જ્ઞાન ધર્મ, ૯ દર્શન ધર્મ, ૧૦ ચારિત્ર ધર્મ

દસના સાથે વાદ ન કરવો-૧ રાજા સાથે, ૨ ધનવત સાથે, ૩ બલવત સાથે, ૪ પૂર્ણપક્ષવાળા સાથે, ૫ ક્રોધિ સાથે, ૬ નીચ સાથે, ૭ તપસ્વી સાથે, ૮ જૂઠા બોલા સાથે, ૯ માતા પિતા સાથે, ૧૦ ગુરૂ ગુરૂણી સાથે

દસ પ્રકારના શસ્ત્રો-૧ અગ્નિ, ૨ પાણી, ૩ લુણ, ૪ ખટાઇ, ૫ ચીકટ, ૬ ખાર, ૭ મન, ૮ વચન, ૯ કાયા, ૧૦ અવિરતિ શસ્ત્ર.

દસ પ્રકારે શુભ કર્મ ઉપાર્જન કરે-૧ શુદ્ધ મને સમ્યક્ત્વ પાળે તે શુભ કર્મ બાધે, ૨ મન વચન કાયાના યોગોને રૂધે તે શુભ કર્મ બાધે, ૩ ઇંદ્રિય નોઇંદ્રિયને દમે તે શુભ

કર્મને બાંધે, ૪ ક્ષમા કરે તે શુભ કર્મ બાંધે, ૫ વૈયાવચ્ચ કરે તે શુભ કર્મ બાંધે, ૬ વૈરાગ્ય વાસના ધારણ કરે તે શુભ કર્મ બાંધે, ૭ દાન શીયલ તપ ભાવના ભાવે તે શુભ કર્મ બાંધે, ૮ સમભાવે વર્તે તે શુભ કર્મને બાંધે, ૯ સિદ્ધાંતનુ શ્રવણ કરે તે શુભ કર્મ બાંધે, ૧૦ ધર્મધ્યાન અને શુકલધ્યાન ધારણ કરે તે શુભ કર્મ બાંધે

દસ પ્રકારે સારા કર્મ ઉપાર્જન કરી સારી ગતિ મેળવે- ૧ તપસ્યા કરીને નિયાણુ ન બાંધે તો-તામલીતાપસની પેઠે, ૨ સમકિત શુદ્ધ પાળતો-શ્રેણિકરાજાના પેઠે, ૩ ત્રણે યોગો સ્થિર રાખે તો-રથનેમિ રાજીમતિની પેઠે ૪ ક્ષમા ધારણ કરે તો-ગજ સુકુમાળની પેઠે, ૫ પચેંદ્રિય વશ કરે તો-ધન્ના અણુગારની પેઠે, ૬ સ્વચ્છંદપણુ ત્યાગ કરે તો-સેલક રાજર્ષિની પેઠે, ૭ માયા રહિત સયમ પાળે તો-ગૌતમસ્વામીની પેઠે, ૮ કોઇ દ્વેષી ધર્મથી ડગાવતા ન ડગે તો-કામદેવ શ્રાવકની પેઠે ૯ સિદ્ધાંતની તેમજ શાસનની પ્રભાવના કરે તો-કેશીકુમારની પેઠે, ૧૦ વ્રત પચ્ચખ્ખાણુ ચોખ્ખુ પાળે તો-વરનાગ નટવાની પેઠે

જીવને દસ મળવા દુર્લભ છે-૧ મનુષ્ય જન્મ, ૨ આર્ય ક્ષેત્ર, ૩ પચેંદ્રિય પરૂપણુ, ૪ ઉત્તમકુળ, ૫ દીર્ઘ આયુષ્ય, ૬નિરોગી શરીર, ૭સદ્દગુરૂનો યોગ, ૮ સિદ્ધાંત શ્રવણ, ૯ દેવગુરૂ ધર્મની ઉપર શ્રદ્ધા, ૧૦ તપ સયમમા બલવીર્ય ફોરવવુ

પુણ્યવંત દસ વસ્તુ પામે-૧ ઘણો પરિવાર, ૨ ઘણી લક્ષ્મી, ૩ ઘણો સ્વજન વર્ગ, ૪ ઉચ ગોત્ર ૫ ગૌર વર્ણ, ૬ નિરોગી શરીર, ૭ નિર્મળ બુદ્ધિ, ૮ વિનયીપણું ૯ બળ વંતપણું, ૧૦ યશસ્વીપણું

સાધુ સેવા કરવાથી દસ મળે-૧ સૂત્ર સંભળાય, ૨ જ્ઞાન પ્રાપ્ત થાય, ૩ વિનય આવે, ૪ પચ્ચખ્ખાણુ ઉદય આવે, ૫ સંયમ ઉદય આવે ૬ તપસ્યા ઉદય આવે, ૭ નવા કર્મ રોકાય, ૮ જુના કર્મ નિર્જરે, ૯ પાપ ક્રિયા રહિતપણું થાય, ૧૦ મુક્તિ મળે

દસ પ્રકારના શબ્દો-૧ ડકણુ-તે ઘંટનો, ૨ ટકણુ-તે ઝાલરનો, ૩ લુખો-તે કમાડનો, ૪ ભિન-તે દેહનો, ૫ જજ્જર-તે ખોખરા ઢાલનો, ૬ લાંબો દીર્ઘ-તે ગાજવાનો, ૭ નાનો-તે વીણાનો ૮ ગંભીર-તે શંખનો, ૯ કોમળ-તે સૂક્ષ્મ કંઠનો ૧૦ ખિંખિણુ-તે ઘુઘરાનો અગર ઘોડાના હણુ હણાટનો

દસ પ્રકારના માન-૧ જાતિમાન, ૨ કુલમાન, ૩ બળમાન ૪ રૂપમાન, ૫ તપમાન, ૬ લાભમાન, ૭ સૂત્ર માન, ૮ ઠકુરાઇ માન, ૯ દેવ પાસે આવે તેનો માન, ૧૦ લક્ષ્મીનો માન.

દસ ગુણોથી શ્રાવક જણાય-૧ જીવા જીવાદિક તત્વને જાણે, ૨ ધર્મ કરતા દેવોની સહાયની વાછા ન કરે, ૩ કોટી ગમે દેવ ચલાયમાન કરે તો ચાલે નહિ, ૪ ભગવંતના

વચન ઉપર શકા ન કરે, ૫ ભગવતના વચનનેજ અર્થ પરમાર્થ જાણે બીજા સમારના તમામ કાર્યને અનર્થ જાણે, ૬ ધર્મનો રગ અસ્થિ મજજામા લાગે, ૭ એક માસમા પાચ પૌષધ કરે, ૮ સ્ફટિક રત્નના પેઠે નિર્મલ એવા ભગવતની સેવા પૂજા કરે, ૯ અપ્રતિતિ ઉપજે તેવાના ઘરને વિષે ન જાયે, ૧૦ સાધુ સાધ્વીને આહાર પાણી ઔષધ વસ્ત્રાદિકનુ દાન ભક્તિથી કરે

દસ બોલે ગાઢ દુષમ કાળ-૧ અકાલે વરસે મેઘ, ૨ કાળે મેઘ વરસે નહિ, ૩ પરમાત્માની પૂજા નહિ, ૪ મિથ્યા દ્રષ્ટિની પૂજા, ૫ અસાધુની સેવા, ૬ સાધુની સેવા નહિ, ૭ વડીલ વર્ગનો વિનય નહિ, ૮ મનમાન્યો ઉપદેશ, ૯ સમકિતની હાની મિથ્યાત્વની વૃદ્ધિ, ૧૦ શબ્દ રૂપ રસ ગધ સ્પર્શમા ગૃદ્ધિપણુ

દસ પ્રકારે ગાઢ સુષમકાળ-૧ કાલે મેઘ વરસે, ૨ અકાલે વરસે નહિ, ૩ પરમાત્મની પૂજા, ૪ મિથ્યાદ્રષ્ટિની પૂજા નહિ, ૫ સાધુની સેવા, ૬ અસાધુની સેવા નહિ, ૭ વડીલનો વિનય, ૮ સત્ય ઉપદેશ, ૯ સમ્યકત્વની વૃદ્ધિ મિથ્યાત્વ ત્યાગ ૧૦ શબ્દ રૂપ રસ ગધ સ્પર્શનો બહિષ્કાર

દસ પ્રકારે વૈયાવચ્ચ-૧ તીર્થકરની, ૨ ગણધરની, ૩ આચાર્યની, ૪ ઉપાધ્યાયની, ૫ સ્થિવિરની, ૬ તપસ્વીની, ૭ ગ્લાનની, ૮ નવદિક્ષિતની, ૯ સઘની, ૧૦ સાધર્મિકની

દસ પ્રકારે ગુરૂ ભક્તિ–૧ ગુરૂ આવે ત્યારે ઉભો થાય, ૨ આસન નિમત્રણા કરે, ૩ આસન પાથરી આપે, ૪ તેમના ગુણો ગાય, ૫ ગુરૂ આવ્યા હાથ જોડી ઉભો થાય, ૬ સત્કાર કરે, ૭ સન્માન કરે ૮ ગુરૂ આવે તો સામો જાય, ૯ આવ્યા પછી ભક્તિ કરે, ૧૦ ગુરૂ જાય ત્યારે મૂકવા જાય

દસ જાણવા લાયક–૧ એક વાળનો અગ્રભાગ આકાશાસ્તિકાયની અસખ્યાતી શ્રેણિને અવગાહીને રહે છે, ૨ એક એક શ્રેણિમા અસખ્યાતા પ્રતર છે, ૩ એક એક પ્રતરે અસખ્યાતા નિગોદના ગાળા છે, ૪ એક એક ગોળે અસખ્યાતા શરીર છે, ૫ એક એક શરીરે અનતા જીવો છે, ૬ એક એક જીવે અસખ્યાત પ્રદેશ છે, ૭ એક એક પ્રદેશે અનતી કર્મવર્ગણા છે, ૮ એક એક વર્ગણામા અનતા પરમાણુ છે, ૯ એક એક પરમાણુમા અનતા વર્ણ-ગધ-રસ સ્પર્શના પર્યાય છે ૧૦ એક એક પર્યાયે, અનતા કેવળીના પર્યાય ઝે

ભવિષ્યમા દસ પ્રકારે શ્રાવક શોચ કરે–૧ પરમાત્માના દર્શન વદન પૂજા સ્તવનાદિક ન કરે, ૨ સાધુ આવ્યાથી વ્યાખ્યનાદિક સાભળે નહિ, ૩ સાધુ આ યાથી આહારપાણી આધાકર્મી આપે, ૪ સામાયક પ્રતિક્રમણ પૌષધ કરે નહિ, ૫ ભણુવાની છતી જોગવાઇયે ભણે નહિ, ૬ સાધર્મિકભાઇની ભક્તિ કરે નહિ, ૭ સમ્યકત્વનેઉપાર્જન કરે નહિ, ૮ ધર્મ

જાગરણ કરે નહિ, ૯ પાપના માર્ગને ત્યાગ કરે નહિ, ૧૦ સાધુ આવ્યાથી વિનય ભક્તિ કરે નહિ

દસ પ્રશ્નના ઉત્તર—પ્રશ્ન-૧ લવણ સમુદ્ર તરવો સુલભ, પણ સસાર સમુદ્ર તરવો દુષ્કર કેમ ? ઉત્તર લવણ સમુદ્રમા પાણી ઘણુ છે સસાર સમુદ્રમા મોહરૂપી પાણી છે તેથી તરી શકે નહિ, ૨ લવણ સમુદ્રમા પાણીના કલ્લોલો ઘણા છે, તેમ સસાર સમુદ્રમા સ્નેહરૂપી કલ્લોલો ઘણા છે, ૩ લવણ સમુદ્રમા પવન ઘણો છે, સસાર સમુદ્રમા મિથ્યાત્વરૂપી પવન ઘણો છે, ૪ લવણસમુદ્રમાં કાદવ ઘણો છે, સંસારમા રાગ દ્વેષરૂપી કાદવ ઘણો છે, ૫ લવણસમુદ્રમાં જળમનુષ્યો ઘણા છે, સસાર સમુદ્રમા પાખ ડ મતરૂપી કિરાડા ઘણા છે, ૬ લવણ સમુદ્રમા મોટા પર્વતો છે, સસાર સમુદ્રમા આઠ કર્મરૂપી મોટા પર્વતો છે, ૭ લવણસમુદ્રમા નાના મોટા કલશો છે, સંસાર સમુદ્રમા અઢાર પાપસ્થાન તથા ૧૫૮ કર્મ પ્રકૃતિરૂપી કલશો છે, ૮ લવણ સમુદ્રમા મત્સ્ય કચ્છપ–મગરાદિક ઘણા છે, તેમ સસાર સમુદ્રમા કુટુબ પરિવારરૂપી માત્સ્યાદિકો ઘણાજ છે, ૯ લવણસમુદ્રમા છીપો શખાદિક ઘણા છે, તેમજ સસારસમુદ્રમા કુગુરૂ કુધર્મ કુશાસ્ત્રરૂપી છીંપલા શંખલા ઘણાછે, ૧૦ લવણ સમુદ્રમા પાણીનો પ્રવાહ ઘણોજ છે, તેમજ સસાર સમુદ્રમા કર્મ કષાયનો હઠ કદાગ્રહ ઘણોજ છે, તેથી સસાર સમુદ્ર તરી શકે નહિ એ ઉપરોક્ત કારણથી

લવણુ સમુદ્ર તરવો દુષ્કર છે, પરંતુ કદાચ દેવતાની સહાયથી તરી શકે, તેવીજ રીતે ભગવાનની પૂજાથી, સાધુની સેવાથી, સિદ્ધાંત શ્રવણથી, જ્ઞાન દર્શન ચારિત્રથી દુસ્તર એવા પણ સંસારસાગરને તરી શકાય છે

દસ પ્રકારના દાન-૧ આદાન, ૨ ગર્વદાન, ૩, અધર્મદાન ૪ ભયદાન, ૫ અનુકંપાદાન, ૬ લજ્જાદાન, ઉપકૃતદાન, ૮ અધર્મદાન, ૯ ધર્માર્થદાન, ૧૦ અભયાર્થદાન

દસ પ્રકારે દેવગતિમા જાય-૧ દેવ ગુરૂ ધર્મની ભક્તિ કરનાર, ૨ ગઇ વસ્તુનો શોક નહિ કરનાર, ૩ શુભ ધ્યાનનો કરનાર, ૪ શુદ્ધ સમ્યકત્વ પાળનાર, ૫ વૈરાગ્યને ધારણ કરનાર, ૬ ધર્મધ્યાન કરનાર, ૭ વ્રત પચ્ચખ્ખાણ કરનાર, ૮ અલ્પ કષાયી, ૯ દાન આપનાર, ૧૦ અજ્ઞાન તપ કષ્ટ કરનાર

દેવ ગતિથી મનુષ્યમા આવેલા દસ વસ્તુ પામે-૧ ધન ધાન્ય ક્ષેત્ર વસ્તુ હિરણ્ય રૂપ્ય કુપ્યાદિક દ્વિપદ ચતુષ્પદાદિક, ૨ મિત્ર, ૩ સ્વજન વર્ગ, ૪ ઉંચગોત્ર, ૫ નિરોગી શરીર, ૬ સુંદર રૂપ, ૭ સારી બુદ્ધિ, ૮ ઉત્તમ વિનય, ૯ બલવંત, ૧૦ યશવંત.

જંબુદ્વિપના દસ બોલો-૧ જંબુદ્વિપના ૧૯૦ ખંડવા ભરત જેવા, ૨ તેને યોજન યોજન પ્રમાણના કરે તો ૭૯૦ ક્રોડ ૫૬ લાખ, ૯૪ હજાર ૧૫૦ યોજન ૧॥। ગાઉ ૧૫॥ મનુષ્ય ઝાઝેરા થાય, ૩ જંબુદ્વિપમા વાસા ૭ તથા ૧૦ છે,

૪ જ બુદ્ધિપમા પર્વત ૨૬૯ શાશ્વતા છે, ૫ કૂટ જબુદ્ધિપમા ૪૬૭ તથા ૫૨૫ કૂટ છે, ૬ જબુદ્ધિપમા તીર્થ ૧૦૨ છે, ૭ જબુદ્ધિપમા ૧૩૬ શ્રેણિ છે, ૮ જબુદ્ધિપમા ૩૪ વિજય છે, ૯ જબુદ્ધિપમા ૧૬ દ્રહો શાશ્વતા છે, ૧૦ જબુદ્ધિપમા ૧૪ લાખ ૫૬ હજાર નદીયો છે

દસનો મગ ત્યાગ કરવો–૧ પાસત્થાનો, ૨ ઓસન્નાનો, ૩ કુશીલિયાનો, ૪ સસકતનો, ૫ સ્વછદીનો, ૬ નિન્હવનો, ૭ હઠી કદાગ્રહીનો, ૮ અનીતિ કરનારનો, ૯ અન્ય માર્ગીયોનો, ૧૦ વામન માર્ગીયોનો

દસ વચને મોક્ષ મળે–૧ પરમાત્માની પૂજા સેવાથી, ૨ સાધુના મુખથી ભગવાનની વાણી સાભળવાથી, ૩ શુદ્ધ ભાવે સત્પાત્રને દાન દેવાથી, ૪ ઉત્તમ પ્રકારના ધ્યાન કરવાથી, ૫ શીયલનુ પ્રતિપાલન કરવાથી, ૬ ભજન ગાખવાથી, ૭ મન વશ કરવાથી, ૮ દેહને દમન કરવાથી, ૯ ગમ ખાવાથી, ૧૦ પાપમાર્ગને ત્યાગ કરી શાતરસનું પાન કરવાથી

દસ પ્રકારના મહા પાપી–૧ પોતાના આત્માનો ઘાતી, ૨ વિશ્વાસઘાતી, ૩ તીર્થંકર ભક્તિને ઓળવનારો, ૪ હિંસા કરનારો, ૫ કૂડી સાક્ષી પૂરનારો, ૬ પારકાના ગુણને ઓળવનારો, ૭ સટ્ટો કરનારો, ૮ વનસ્પતિ કપાવનારો, ૯ તળાવની પાળ તોડનારો, ૧૦ ગર્ભ હત્યા કરાવનારો

દસ વધાર્યા વધે ઘટાડયા ઘટે–૧ આહાર, ૨ પૈસો. ૩

વિષય, ૪ શોક, ૫ ભય, ૬ રમત, ૭ ક્રોધ, ૮ હાસ્ય, ૯ નિદ્રા, ૧૦ માન

જ્ઞાનીના દસ લક્ષણો–૧ ક્રોધ રહિત, ૨ વૈરાગ્યવત, ૩ જીતેંદ્રિય, ૪ ક્ષમાવત, ૫ દયાવત, ૬ નિર્લોભી, ૭ દાતાર, ૮ ભયરહિત, ૯ શોક સતાપ રહિત, ૧૦ સર્વજન પ્રિય

દસ પ્રકારની સમાચારી–૧ ભિક્ષા, ૨ પ્રમાર્જના, ૩ ઇર્યા પથિકી ૪ આલોચના, ૫ ભોજનવિધિ, ૬ માત્રક શુદ્ધિ, ૭ વિચારા, ૮ સ્થડિલ, ૯ આવશ્યક

દસ પ્રકારની સમાચારી–૧ ઈચ્છાકાર, ૨ મિથ્યાકાર ૩ તથાકાર, ૪ આવશ્યકી, ૫ નૈષેધિકી, ૬ પૃચ્છના, ૭ અતિ પ્રછા, ૮ છદના ૯ નિમત્રણા ૧૦ ઉપસપત્

ભોજનને માટે મુનિને જે પ્રાર્થના કરવામા આવે છે તે આઠમી છદના સમાચારી જાણવી, અને મુનિ જ્યારે ગ્રહણ ન કરે ત્યારે નવમી નિમત્રણા જાણવી, તથા જ્યારે રાત્ર દિવસ ચક્રના પેઠે નિરંતર સંખ્યા કરે, તેથી ચક્રવાલ સમાચારી જાણવી, પોતાના ગચ્છને છોડીને, જ્ઞાન, દર્શન, ચારિત્રના લાભના માટે જે બહુશ્રુત પાસે જવાય તે ઉપસપત્ સમાચારી જાણવી

દસ પ્રકારની આરાધના–૧ સર્વ અતિચાર આલોવે તે, ૨ વ્રત ઉચ્ચરે તે, ૩ સવજીવોને ખમાવે તે, ૪ પોતાના આત્માને ૧૮ પાપસ્થાનોથી વોસરાવે તે, ૫ ચાર શરણા

ગ્રહણ કરે તે, ૬ ગમનાગમન દુષ્કૃત્યોની ગર્હણા કરે તે, ૭ જૈન મંદિરાદિક જે કાંઈ સત્કૃત્યો કરેલા હોય તેનું અનુમોદન કરે તે, ૮ શુભ ભાવના ભાવે તે, ૯ અણુસણ કરે તે, અગર ત્રણ કે ચાર આહારનો ત્યાગ કરે તે, ૧૦ નમસ્કાર મંત્રનું સ્મરણ કરે તે

દસ પ્રકારના સત્ય વચનો-૧ જનપદ સત્ય-જે દેશમાં જે વસ્તુ જે નામથી બોલાતી હોય તે, ૨ સંમત સત્ય-જેમ કે કાદવથી દેડકા સેવાલ કમલ પ્રમુખ થાય છે, પરંતુ કમલને પંકજ કહે છે, ૩ સ્થાપના સત્ય-જે પ્રતિમા જેની હોય તે નામથી બોલાવે, ૪ નામસત્ય-જેમ કુલવર્ધન નામ છે, પણ જન્મ્યો ત્યારથીજ કુળનો નાશ થતો હોય, તો પણ નામસત્ય છે, ૫ રૂપસત્ય-ગુણોથી ભ્રષ્ટ હોય, તો પણ સાધુના વેષવાળાને સાધુ કહેવો તે રૂપસત્ય ગણાય, ૬ પ્રતિત્યસત્ય તે મધ્યમાની અપેક્ષાયે અનામિકા આંગલીને નાની કહેવી, ૭ વ્યવહારસત્ય-જેમ પર્વત બળે છે, રસ્તો ચાલે છે, ૮ ભાવસત્ય-જેમ પોપટમાં પાંચ રંગ છે, તો પણ લીલારંગનો કહેવાય છે, ૯ ઉપયોગસત્ય-જેમ દંડના યોગથી દંડી કહેવો, ૧૦ ઉપમાસત્ય-જેમ મુખ ચંદ્રમા સમાન છે

દસ પ્રકારના અસત્ય વચનો-૧ ક્રોધથી, ૨ માનથી, ૩ માયાથી, ૪ લોભથી, ૫ રાગથી, ૬ દ્વેષથી, ૭ હાસ્યથી, ૮ ભયથી, ૯ વિકથાથી, ૧૦ જીવહિંસા થાય તેવા વચનો બોલવાથી

દસ પ્રકારના મિશ્ર વચનો-૧ ઉત્પન્નમિશ્ર-તે જેમ ખબર વિના કહેવુ કે આજે આ ગામમા દસ બાળકો જન્મ્યા છે, ૨ વિગત મિશ્ર-તે જેમ ખબર વિના કહેવુ કે આજે આ ગામમા દસ બાળકો મરણ પામ્યા છે, ૩ ઉત્પન્ન-વિગત મિશ્ર-તે જેમ ખબર વિના કહેવુ કે આ ગામમા દસ માણસ જન્મ્યા છે ને દસ માણસ મરણ પામ્યા છે, ૪ જીવમિશ્ર-તે જીવ અજીવની રાશીને કહેવુ કે આ જીવ છે, ૫ અજીવમિશ્ર-તે અન્નના ઢગલાને કહેવુ કે આ અજીવ છે, ૬ જીવાજીવ મિશ્ર-જીવ અજીવ બન્નેના માટે મિશ્ર ભાષા બોલવી તે, ૭ અનત મિશ્ર-મૂળ આદિ અવયવોમા કેટલીક જગ્યાયે અનત જીવ છે અને કોઇક જગ્યાયે, પ્રત્યેક જીવ છે, તેને પ્રત્યેક વનસ્પતિ કહેવી તે, ૮ પ્રત્યેક મિશ્ર-પ્રત્યેક જીવોને અનતકાય કહેવા તે, ૯ અદ્ધા મિશ્ર-તે બે ઘડી તાપ ચડયા પછી કહેવુ કે, દિવસ ઉગ્યો છે ૧૦ અદ્ધા મિશ્ર-તે એક ઘડી રાત્રિ ગઇ હોય તો પણ કહેવુ કે, દિવસનો ઉદય છે

## અગીયાર પ્રકાર

વીરના ૧૧ ગણધરો-૧ ઇદ્રભૂતિ, ૨ અગ્નિભૂતિ, ૩ વાયુ ભૂતિ, ૪ વ્યક્ત, ૫ સુધર્મા, ૬ મડિત, ૭ મૌર્યપુત્ર, ૮ અકપિત, ૯ અચલભ્રાતા, ૧૦ મેતાર્ય, ૧૧ પ્રભાસ,

પરમસમયે રૂદ્ર-૧ ભેદરૂદ્ર, ૨ અછેદરૂદ્ર ૩ અમરરૂદ્ર,

